જાતની અન્યથા કલ્પના કરીશ નહીં. તમને કોઈ જાતની શંકા થાય તો મને જણાવશો, તો તમારો ઉપકાર માનીશ, અને તેનો ખરો ખુલાસો કરીશ. ખુલાસો નહીં હોય તો મૌન રહીશ, પરંતુ અસત્ય બોલીશ નહીં. માત્ર તમારી પાસેથી એટલું જ ઇચ્છું છું કે, કોઈપણ પ્રકારે તમે મને નિમિત્ત રાખી અશુભયોગમાં પ્રવૃત્તિ કરશો નહીં; તમારી ઇચ્છાનુસાર તમે વર્તજો, તેમાં મારે કંઈપણ અધિક કહેવાની જરૂર નથી. માત્ર મને મારી નિવૃત્તિશ્રેણિમાં વર્તવા દેતાં કોઈ રીતે તમારૂં અંતઃકરણ ટુંકું કરશો નહીં; અને ટુંકું કરવા જો તમારી ઇચ્છા હોય તો ખચિત કરીને મને આગળથી જણાવી દેજો. તે શ્રેણિને સાચવવા મારી ઇચ્છા છે અને તે માટે એથી હું યોગ્ય કરી લઈશ. મારૂં ચાલતાં સુધી તમને દુભવીશ નહીં, અને છેવટે એ જ નિવૃત્તિ શ્રેણી તમને અપ્રિય હશે તોપણ હું જેમ બનશે તેમ નભાવણીથી, તમારી સમીપથી, તમને કોઈ પણ જાતની હાનિ કર્યા વગર બનતો લાભ કરીને, હવે પછીના ગમને કાળ મળે [પાઠાં૦ ગમે તે કાળ માટે] પણ તેવી ઇચ્છા રાખીને ખસી જઈશ.

અષાડ શુદ ૫, રવિ, ૧૯૪૬.

પૃ૦ ૨૭૨

આણુછતુ, વાચા વગરનું આ જગત્ તો જુઓ

રોજનીશી, અશાડ વદ ૧૧, શનિવાર, ૧૯૪૬.

પૃ૦ ર૭૨

| ખીજ જ્ઞાન<br>શોધે તો કેવલજ્ઞાન |

ભગવાન્ મહાવીરદેવ.

કંઈ કહી શકાય એવું આ સ્વરૂપ નથી

જ્ઞાની રત્નાકર

૧ ૩
\+
૨ ૪

આ બધી નિયતિઓ કોણે કહી?

અમે જ્ઞાનવડે જોઈ, પછી યાગ્ય લાગી, તેમ વ્યાખ્યા કરી

ભગવાન્ મહાવીરદેવ

૧૦,૯,૮,૭,૬,૫,૪,૩,૨,૧

રોજનીશી, આસો સુદ ૧૦, શુક્રવાર, ૧૯૪૬.

પૃ૦ ૨૭૨.

આ બંધાયવા પામે છે મોક્ષ, એમ કાં ન કહી દેવું?
એવી કોને ઇચ્છા રહી છે, કે તેમ થવા દે છે?
જિનનાં વચનની રચના અદ્ભુત છે એમાં તો ના નહીં.
પણ પામેલા પદાર્થનું સ્વરૂપ તેનાં શાસ્ત્રોમાં કાં નહીં?
શું તેને આશ્ચર્ય નહીં લાગ્યું હોય? કાં છુપાવ્યું હશે?

રોજનીશી, આસો શુદ ૧૧, શુક્ર, ૧૯૪૬.

૫.

"ઉપયોગ એ ધર્મ છે."

**મહાવીર દેવને નમસ્કાર.**

છેવટનો નિર્ણય થવો જોઈએ.
સર્વ પ્રકારનો નિર્ણય તત્ત્વજ્ઞાનમાં છે.
આહાર, વિહાર, નિહારની નિયમિતતા.
અર્થની સિદ્ધિ.

આર્ય જીવન—
ઉત્તમ પુરુષોએ આચરણ કર્યું છે.

[સં૦ ૧૯૪૦ પહેલાં. સ૦ નિ૦. પાઠા૦ મોરબી, આસો, ૧૯૪૬.]

૬.

૧. "જે મહાકામ માટે તું જન્મ્યો છે, તે મહાકામનું અનુપ્રેક્ષણ કર."
૨. "ધ્યાન ધરી જા, સમાધિસ્થ થા."
૩. "વ્યવહાર કામને વિચારી જા; જેનો પ્રમાદ થયો છે તે માટે હવે પ્રમાદ ન થાય તેમ કર; જેમાં સાહસ થયું હોય, તેમાંથી હવે તેવું ન થાય, તેવો બોધ લે."
૪. દૃઢયોગી છો, તેવો રહે.
૫. કોઈ પણ અલ્પ ભૂલ તારી સ્મૃતિમાંથી જતી નથી, એ મહાકલ્યાણ છે.
૬. "લેપાઈશ નહીં."
૭. "મહાગંભિર થા"
૮. "દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વિચારી જા."
૯. "યથાર્થ કર."
૧૦. "કાર્યસિદ્ધિ કરીને ચાલ્યો જા."

[સં૦ ૧૯૪૦ પહેલાં. સ૦ નિ૦. પાઠા૦ મોરબી, આસો, ૧૯૪૬.]

૭

"મોહાચ્છિન્ન દશાથી વિવેક ન થાય એ ખરું, નહીં તો વસ્તુગતે એ વિવેક ખરો છે."
"ઘણું જ સુક્ષ્મ અવલોકન રાખો"
"સત્યને તો સત્ય જ રહેવા દેવું."
"કરી શકો તેટલું કહો, અશક્યતા ન છુપાવો"
"એક નિષ્ઠિત રહો."
"ગમે તે કોઈ પ્રશસ્ત ક્રમમાં એક નિષ્ઠિત રહો."
"વીતરાગે ખરું કહ્યું છે"
"અરે આત્મા! સ્થિતિસ્થાપક દશા લે."
"આ દુઃખ કયાં કહેવું? અને શાથી ટાળવું?"
"પોતે પોતાનો વૈરી તે એમ. કેવી ખરી વાત છે?"

[સં૦ ૧૯૪૦ પહેલાં. સ૦ નિ૦. પાઠા૦ મુંબઈ, ચૈત્ર, ૧૯૪૬.]

૨૦.

કેટલીક વાતો એવી છે કે, માત્ર આત્માને ગ્રાહ્ય છે અને મન, વચન, કાયાથી પર છે. કેટલીક વાતો એવી છે કે, જે વચન, કાયાથી પર છે, પણ છે.

શ્રી ભગવાન્.

શ્રી મધરાય.* શ્રી બખલાધ.†

[સં૦ ૧૯૪૩. સ૦ નિ૦. પાઠા૦ મુંબઈ, ૧૯૪૬.]

૨૨.

એકાંતવાદ એ જ જ્ઞાનની અપૂર્ણતાની નિશાની, હે વાદીઓ! મને તમારે માટે દર્શાવે છે, કારણ 'શિખાઉ' કવિયો કાવ્યમાં જેમ તેમ ખામી ઢાંકવા 'જ' શબ્દનો ઉપયોગ કરે છે, તેમ, તરો પણ 'જ' એટલે 'નિશ્ચયતા,' 'શિખાઉ' જ્ઞાન વડે કહો છો. મહારો મહાવીર એમ કોઈકાળે કહે નહીં; એ જ એની સત્કવિની પેઠે ચમત્કૃતિ છે. !!!

[સં૦ ૧૯૪૩. સ૦ નિ૦.]

૨૫.

તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્તન હો, પરંતુ તેને તીવ્ર બંધન નથી; અનંત સંસાર નથી; સોળ ભવ નથી; અભ્યંતર દુઃખ નથી; શંકાનું નિમિત્ત નથી; અંતરંગ મોહ નથી સત્-સત્ નિરૂપમ, સર્વોત્તમ શુક્લ, શીતળ, અમૃતમય દર્શન-જ્ઞાન; સમ્યક્ જ્યોતિમય, ચિરકાળ આનંદની પ્રાપ્તિ, (અને) અદ્ભુત સત્સ્વરૂપ-દર્શિતાની બલિહારી છે!

જ્યાં મતભેદ નથી; જ્યાં શંકા, કંખા, વિતિગિચ્છા, મૂઢદૃષ્ટિ, એમાંનું કંઈ નથી; છે તે કલમ લખી શકતી નથી; કથન કહી શકતું નથી; મન જેને મનન કરી શકતું નથી . . . છે તે.

[સં૦ ૧૯૪૩, સ૦ નિ૦. પાઠા૦ મુંબઈ કાર્તિક, ૧૯૪૬ ]

૨૬.અ

णमो अरहिंय यथुवाईणं.

[સં૦ ૧૯૪૩. સ૦ નિ૦]

૨૯ ‡

નવપદ ધ્યાનીની વૃદ્ધિ કરવા મારી જિજ્ઞાસા છે.

[સં૦ ૧૯૪૩. સ૦ નિ૦. પાઠા૦ મુંબઈ, કાર્તિક, ૧૯૪૬.]

---

* બારાક્ષરીનો એકેક ઉતરતો અક્ષર વાંચવાથી 'ભગવાન' થશે.

† બારાક્ષરીનો એકેક ઉપલો અક્ષર વાંચવાથી 'ભગવાન્' થશે —સંશોધક. મ ર

‡ તે ત્રિશલાતનયે મન ચિંતવી, જ્ઞાનવિવેક વિચાર વધારું;
નિત્ય વિશોધ કરી નવતત્ત્વનો, ઉત્તમ બોધ અનેક ઉચ્ચારું,
સંશયબીજ ઉગે નહીં અંદર, જે જિનના કથનો અવધારું;
રાજ્ય સદા મુજ એજ મનોરથ, ધાર થશે અપવર્ગ ઉતારું.

—સામાન્ય મનોરથ.

૩૮

"નિયમ પાળવાનુ દૃઢ કરતા છતા નથી પળતો, એ પૂર્વકર્મનો જ દોષ છે, ! એમ જ્ઞાનીઓનુ કહેવુ છે"

સ્ત્રીનુ કોઈ અગ લેશ માત્ર સુખદાયક નથી છતા મારો દેહ ભોગવે છે
તત્ત્વાભિલાષાથી મને પૂછો તો હુ તમને નિરાગી ધર્મ બોધી શકુ ખરો
મારા પર સઘળા સરળ ભાવથી હુકમ ચલાવો તો હુ રાજી છુ
હુ સસારથી લેશ પણ રાગસયુક્ત નથી છતા તેને જ ભોગવુ છું હું મેં ત્યાગ્યુ નથી
નિર્વિકારી દશાથી મને એકલો રહેવા દો
ગજસુકુમારની ક્ષમા અને રાજેમતી રહનેમીને બોધે છે તે બોધ મને પ્રાપ્ત થાઓ
ભોગ ભોગવતા સુધી (જ્યા સુધી તે કર્મ છે ત્યાસુધી) મને યોગ જ પ્રાપ્ત રહો!
સર્વ શાસ્ત્રનુ એક તત્વ મને મળ્યુ છે એમ કહુ તો મારુ અહપદ નથી
ન્યાય મને બહુ પ્રિય છે વીરની શૈલી એ જ ન્યાય છે સમજવુ દુર્લભ છે
કોઈ ધર્મથી હું વિરુદ્ધ નથી સર્વ ધર્મ હું પાળુ છુ તમે સઘળા ધર્મથી વિરુદ્ધ છો એમ કહેવામા મારો ઉત્તમ હેતુ છે
તમારો માનેલો ધર્મ મને ક્યા પ્રમાણથી બોધો છો તે મારે જાણવુ જરૂરનુ છે
કોઈ પણ શાસ્ત્રમા મને શકા ન હો
દુ ખના માર્યા વૈરાગ્ય લઈ જગત્‌ને આ લોકો ભમાવે છે
અત્યારે, હુ કોણ છુ એનુ મને પૂર્ણ ભાન નથી
તુ સત્પુરુષનો શિષ્ય છે
એ જ મારી આકાક્ષા છે
મને કોઈ ગજસુકુમાર જેવો વખત આવો
કોઈ રાજેમતિ જેવો વખત આવો

[મ૦ ૧૯૪૫ સ૦ નિ૦ પાઠા૦ મુબઈ કાર્તિક, ૧ ૪૩ ]

૯૭

પ્રભુ પ્રતાપે ઉપાધિજન્ય વૃત્તિ છે ભગવાન્ પરિપૂર્ણ—સર્વગુણસપન્ન—કહેવાય છે તથાપિ એમાંય અપલક્ષણ કઈ ઓછા નથી! વિચિત્ર કરવુ એ જ એની લીલા! ત્યા અધિક શું કહેવુ?

સર્વ સમર્થ પુરુષો આપને પ્રાપ્ત થયેલા જ્ઞાનને જ ગાઈ ગયા છે એ જ્ઞાનની દિન-પ્રતિદિન આ આત્માને પણ વિશેષતા થતી જાય છે હુ ધારુ છઉં કે કેવળજ્ઞાન

---

આ પ્રકારનો પોતાના જીવનનો મનોરથ વિચાર્યો હોવાથી વીતરાગના દર્શનનો ઉદ્ધાર કરવામા કેવા સાધનો જોઈએ તેનુ ચિંતવન આ સમયે વિશેષપણે રહ્યા કરતુ હશે એવુ આ ક ૨૯ થી ૩૧ સુધીના લેખો વિચારતા અનુમાન થાય છે કેમકે એ લેખો દર્શનોદ્ધારની યોજનારૂપ છે —સશોધક મ ૨

આક ૩૦ થી ૩૫ ના લેખો ખડ ૧ ૨-મા આપેલા છે —સશોધક

ફેરવું છું બાકી બધુંય પથ્થરપર પાણીનાં ચિત્ર જેવું કરી મૂક્યું છે. તન્મય આત્મયોગમા પ્રવેશ છે. ત્યાં જ ઉલ્લાસ છે ત્યાં જ યાચના છે, અને યોગ (મન, વચન કાયા) બહાર પૂર્વ કર્મ ભોગવે છે. વેદોદયનો નાશ થતાં સુધી ગૃહવાસમા રહેવું યોગ્ય લાગે છે પરમેશ્વર ચાહીને વેદોદય રાખે છે કારણ, પચમકાળમા પરમાર્થની વર્ષા ઋતુ થવા દેવાની તેની થોડી જ ઇચ્છા લાગે છે

તીર્થંકર જે સમજ્યા અને પામ્યા તે ૦ ૦ ૦ આ કાળમાં ન સમજી શકે અથવા ન પામી શકે તેવું કંઈ જ નથી આ નિર્ણય ઘણા વખત થયા કરી રાખ્યો છે જો કે તીર્થંકર થવા ઇચ્છા નથી; પરંતુ તીર્થંકરે કર્યા પ્રમાણે કરવા ઇચ્છા છે, એટલી બધી ઉન્મત્તતા આવી ગઈ છે તેને શમાવવાની શક્તિ પણ આવી ગઈ છે. પણ ચાહીને શમાવવાની ઇચ્છા રાખી નથી

આપને વિજ્ઞાપન છે કે વૃદ્ધમાંથી યુવાન થવું; અને આ અલખ વાર્તાના અગ્રેસર આગળ અગ્રેસર થવું થોડુ લખ્યું ઘણુ કરી જાણશો

"ગુણઠાણા એ સમજવા માટે કહેલાં છે ઉપશમ અને ક્ષપક એ બે જાતની શ્રેણી છે ઉપશમમાં પ્રત્યક્ષ દર્શનનો સભવ નથી, ક્ષપકમાં છે પ્રત્યક્ષ દર્શનના સભવને અભાવે અગિયારમેથી જીવ પાછો વળે છે ઉપશમ શ્રેણી બે પ્રકારે છે એક આજ્ઞારૂપ, એક માર્ગ જાણ્યાવિના સ્વાભાવિક ઉપશમ થવારૂપ આજ્ઞારૂપ પણ આજ્ઞા આરાધન સુધી પતિત થતો નથી પાછળનો ઠેઠ ગયા પછી માર્ગનાં અજાણપણાને લીધે પડે છે" આ નજરે જોયેલી, આત્માએ અનુભવેલી વાત છે કોઈ શાસ્ત્રમાથી નીકળી આવશે ન નીકળે તો કંઈ બાધ નથી. તીર્થંકરના હૃદયમા આ વાત હતી, એમ અમે જાણ્યુ છે

દશપૂર્વધારી ઇત્યાદિકની આજ્ઞાનુ આરાધન કરવાની મહાવીરદેવની શિક્ષા વિષે આપે જણાવ્યુ તે ખરું છે એણે તો ઘણુય કહ્યુ હતુ, પણ રહ્યુ છે થોડું; અને પ્રકાશક પુરુષ ગૃહસ્થાવાસમા છે [પાઠા૦ બાકીના ગુફામા છે કોઈ કોઈ જાણે છે પણ તેટલુ યોગબળ નથી ]

કહેવાતા આધુનિક મુનિયોનો સૂત્રાર્થ શ્રવણને પણ અનુકૂળ નથી સૂત્ર લઈ ઉપદેશ કરવાની આગળ જરૂર પડશે નહીં સૂત્ર અને તેના પડખા બધાય જણાયાં છે એ જ વિનતિ

[સં૦ ૧૯૪૭ સ૦ નિ૦. પાઠા૦ મુબઈ, કાર્તિક વદ, ૧૪ ] રાયચંદ.

૧૦૬ †

આપના દર્શનનો લાભ લીધાં લગભગ એક માસ ઉપર કંઈ વખત થયો મુંબઈ મૂક્યા એક પખવાડિયુ થયુ

મુંબઇનો એક વર્ષનો નિવાસ ઉપાધિગ્રાહ્ય પ્રહો સમાધિરૂપ એક આપનો સમાગમ, તેનો જેવો જોઈએ તેવો લાભ પ્રાપ્ત ન થયો

† શ્રીમદે વ્યાપાર પ્રવૃત્તિમા સવત્‌૧૯૪૬ ના મહા મહિનામા પ્રવેશ કર્યો —સંશોધક.

"ज्ञानीओए ऐ पेलो खरेखरो आ कळिकाळ ज छे जनसमुदायनी वृत्तिओ विषयकषायादिकथी विषमताने पामी छे ऐनु बळवत्तरपणु प्रत्यक्ष छे (राजसि वृत्तिनु अनुकरणु तेमने प्रिय थयु छे तात्पर्य, विवेकीओनी अने यथायोग्य उपशम पात्रनी छाया पण मळती नथी" एवा 'विषमकाळमा जन्मेलो आ देहधारी आत्मा अनादिकाळना परिभ्रमणना थाकथी विश्राति लेवा आवता अविश्राति पामी सप डायो छे मानसिक चिंता क्याय कही शकाती नथी कहेवाना पात्रोनी पण खामी छे, त्या हवे शु करवु ?

जो के "यथायोग्य उपशमभावने पामेलो आत्मा ससार अने मोक्षपर सम वृत्तिवाळो होय छे, एटले अप्रतिबद्धपणे विचरी शके छे," पण आ आत्माने तो हजु ते दशा प्राप्त थई नथी. तेनो अभ्यास छे त्या तेने पडखे आ प्रवृत्ति शामाटे उभी हशे ?

"जेनी निरुपायता छे तेनी सहनशीलता सुखदायक छे" अने एम ज प्रवर्त्तन छे, परंतु "जीवन पूर्ण थता पहेला यथायोग्यपणे नीचेनी दशा आववी जोईए –"

१ "मन, वचन अने कायाथी आत्मानो मुक्तभाव"

२ 'मननु उदासीनपणे प्रवर्त्तन'

३ 'वचननु स्याद्वादपणु (निराग्रहपणु)"

४ 'कायानी वृक्षदशा (आहार विहारनी नियमितता)"

"अथवा सर्व संदेहनी निवृत्ति, सर्व भयनु छेदवु, अने सर्व अज्ञाननो नाश

"अनेक प्रकारे मतोए शास्त्रवाटे तेनो मार्ग कह्यो छे साधनो बताव्या छे योगादिकथी थयेलो पोतानो अनुभव कह्यो छे, तथापि तेथी यथायोग्य उपशमभाव आववो दुर्लभ छे ते मार्ग छे, परतु उपादाननी बळवान स्थिति जोईए उपा दाननी बळवान स्थिति थवा निरतर सत्सग जोइए' ते नथी

शिशुवयमाथी ज ए वृत्ति उगवाथी कोई प्रकारनो परभाषाभ्यास न थई शक्यो अमुक–सप्रदायथी शास्त्राभ्यास न थई शक्यो. ससारना बधनथी ऊहापोहा भ्यास पण न थई शक्यो, अने ते न थई शक्यो तेने माटे कई बीजो विचारणा नथी एथी आत्मा अधिक विकल्पी थात (सर्वने माटे विकल्पीपणु नहीं, पण एक हु पोतानी अपेक्षाए कहु छु) अने विकल्पादिक क्लेशनो तो नाश ज इच्छ्यो हतो, एटले जे थयु ते कल्याणकारक ज, पण हवे श्री रामने जेम महानु भाव वसिष्ठ भगवाने आ ज दोषनु विस्मरण कराव्यु हतु तेम कोण करावे ? अर्थात् शास्त्रनो भाषाभ्यासविना पण घणो परिचय थयो छे, धर्मना व्यावहारिक ज्ञाता ओनो पण परिचय थयो छे, तथापि आ आत्मानु आनदावरण एथी टळे एम नथी. मात्र सत्सग शिवाय, योगसमाधि शिवाय, त्या केम करवु ?

आटलु पण दर्शाववानु कोई सत्पात्र स्थळ नहोतु भाग्योदये आप मळ्या के जेने ए ज रोमे रोमे रुचिकर छे

• । ववाणीआ प्र० भा० शुद ३, सोम, १९४६     लि० रायचंद रवजीभाई

૧૦૭.

એક બાજુથી પરમાર્થ માર્ગ ત્વરાથી પ્રકાશવા ઇચ્છા છે; અને એક બાજુ અલખ 'લે'માં શમાઈ જવું, એમ રહે છે. અલખ 'લે'માં આત્માએ કરી સમાવેશ થયો છે, યોગે કરીને કરવો એ એક રટણ છે. પરમાર્થનો માર્ગ ઘણા મુમુક્ષુઓ પામે, તો સારું, અને તે માટે કેટલુંક મનન છે. દીનબંધુની ઇચ્છા પ્રમાણે થઈ રહેશે.

અદ્ભુત દશા નિરંતર રહ્યા કરે છે. અબધુ થયા છીએ; અબધુ કરવા માટે ઘણા જીવો પ્રત્યે દૃષ્ટિ છે.

મહાવીર દેવે આ કાળને 'પંચમકાળ' કહી દુષમ કહ્યો. વ્યાસે 'કળિયુગ' કહ્યો; એમ ઘણા મહાપુરુષોએ આ કાળને કઠિન કહ્યો છે; એ વાત નિશંક સત્ય છે. કારણ ભક્તિ અને સત્સંગ વિદેશ ગયાં છે; અર્થાત્ સંપ્રદાયમાં નથી રહ્યાં; અને એ મળ્યાં વિના જીવનો છૂટકો નથી. આ કાળમાં મળવાં દુષમ થઈ પડ્યાં છે; માટે કાળ પણ દુષમ છે. તે વાત યથાયોગ્ય જ છે, દુષમને ઓછાપણાથી જણાવવાની ઇચ્છા થાય છે; પણ લખવાની કે બોલવાની ઝાઝી ઇચ્છા રહી નથી. ચેષ્ટા ઉપરથી સમન્વય તેનું થયા જ કરે, એ ઇચ્છના નિશ્ચળ છે.

નાપુદા મહોલ્લો, [મુંબઈ] કાર્તિક વદ ૯, શુક્ર, ૧૯૪૭.

૧૦૮

"ભક્તિ પૂર્ણતા પામવાને યોગ્ય ત્યારે થાય છે, કે એક તૃણ માત્ર પણ હરિ પ્રત્યે યાચવું નહીં, સર્વ દશામાં ભક્તિમય જ રહેવું"

વહેવારચિંતાથી અકળામણ આવતાં, સત્સંગના વિયોગથી કોઈ પ્રકારે શાંતિ નથી હોતી તે યોગ્ય જ છે. તથાપિ વહેવારચિંતાનું અકળામણ યોગ્ય નથી.

સર્વત્ર હરિ ઇચ્છા બળવાન છે. એ કરાવવા માટે હરિએ આમ કર્યું છે, એમ નિઃશંકપણે સમજવું; માટે જે થાય તે જોવું; અને પછી જો અકળામણ જન્મ પામે, તો જોઈ લઈશું હવે સમાગમ થશે ત્યારે એ વિષે વાતચિત કરશું. અકળામણ રાખશો નહીં. અમે તો એ માર્ગથી તર્યા છીએ.

છોટમ જ્ઞાની પુરુષ હતા. પદની રચના બહુ શ્રેષ્ઠ છે. આકાર [પાઠા૦ સાકાર] રૂપે હરિની પ્રગટ પ્રાપ્તિ* એ શબ્દને પ્રત્યક્ષ દર્શન ઘણુંકરીને લખું છું.

જ્યેષ્ઠ શુદ ૧૫, રવિ, ૧૯૪૭, મુંબઈ. લિ૦ આજ્ઞાંકિત રાયચંદ.

૧૧૦.

હમણા તો હું કોઈને સ્પષ્ટ ધર્મ આપવાને યોગ્ય નથી, અથવા તેમ કરવા મારી ઇચ્છા રહેતી નથી. ઇચ્છા રહેતી નથી એનું કારણ ઉદયમાં વર્તતાં કર્મો છે; ઇચ્છું

* શ્રીમદ્ના કેટલાક લેખોમાં અને ખાસ કરી સં. ૧૯૪૬-૪૭ ની સાલના લેખોમા 'હરિ' શબ્દ વપરાયો છે 'હરિ' ની પ્રગટ પ્રાપ્તિ, 'પ્રત્યક્ષદર્શન' ના આશયમાં તેઓ વાપરતા હતા, તે અત્ર કરેલી વ્યાખ્યા પરથી જણાવા યોગ્ય છે. 'ઈશ્વર' શબ્દના અર્થ માટે હાથ નોંધ. ૩ જી, પૃષ્ઠ ૪૩, આંક ૧૭, જુઓ.—સંશોધક મ. ૨.

છું કે કોઈ પણ જિજ્ઞાસુ હો તે ધર્મ પામેલાથી ધર્મ પામો,—તથાપિ વર્તમાન વર્તું છું તે કાળ એવો નથી.

[પાઠાં૦ પ્રથમ મનુષ્યને યથાયોગ્ય જિજ્ઞાસુપણું આવવું જોઈએ છીએ, પૂર્વના આગ્રહો અને અસત્સંગ ટળવાં જોઈએ છીએ.] "જેની પાસેથી ધર્મ માગવો તે પુરુષ ધર્મ પામ્યા વિષેની પૂર્ણ ચોકસી કરવી; આ મંતની સમજવા જેવી વાત છે."

મુંબઈ, સં૦ ૧૯૪૭ ના કાર્તિક વદ ૧૧, શુક્ર.

વિ૦ રાયચંદના યથા૦

૧૧૨.

અહીં ત્રણે કાળ સરખા છે. બેઠેલા વ્યવહાર પ્રત્યે અસમતા નથી; અને ત્યાગવાની ઇચ્છા રાખી છે; પણ પૂર્વ પ્રકૃતિને ટાળ્યા વિના છૂટકો નથી.

કાળની દુષમતા ૬ ૦ ૦ થી આ પ્રવૃત્તિમાર્ગ ઘણા જીવોને 'સત્' નું દર્શન કરતાં અટકાવે છે.

તમને બધાને ભલામણ છે કે આ આત્મા સંબંધે બીજા પ્રત્યે કંઈ વાતચિત કરવી નહીં.

માર્ગશીર્ષ શુદિ ૯, શનિ, ૧૯૪૭. વિ૦ રાયચંદ.

૧૧૩.

આપ હૃદયના જે જે ઉદ્ગાર દર્શાવો છો; તે તે વાંચી આપની યોગ્યતા માટે પ્રસન્ન થવાય છે, પરમ પ્રસન્નતા થાય છે; અને ફરીફરી સત્ યુગનું સ્મરણ થાય છે.

આપ પણ જાણો છો કે "આ કાળમાં મનુષ્યોનાં મન માયિક સંપત્તિની ઇચ્છાવાળાં થઈ ગયાં છે. કોઈક વિરલ મનુષ્ય નિર્વાણ માર્ગની દૃઢ ઇચ્છાવાળું રહ્યુ સંભવે છે; અથવા કોઈકને જ તે ઇચ્છા સત્પુરુષનાં ચરણ સેવન વડે પ્રાપ્ત થાય તેવું છે." મહાંધકારવાળા આ કાળમાં આપણો જન્મ એ કંઈક કારણ યુક્ત હશે જ, એ નિઃશંક છે; પણ શું કરવું, તે સંપૂર્ણ તો તે સુઝાડે ત્યારે બને તેવું છે.

મુંબઈ, ડિસેમ્બર ૨૪, ૧૮૯૦, [સં૦ ૧૯૪૭] વિ૦ રા૦

૧૧૫.

**પ્રાપ્ત થએલા સત્સ્વરૂપને અભેદભાવે અપૂર્વ સમાધિમાં સ્મરું છું.**

ઉત્કટનું સ્વરૂપ સમજાયામાં—અનુભવાયામાં—અલ્પ પણ ન્યૂનતા રહી નથી. જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાયું છે. સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતાં બાકી સર્વ અનુભવાયું છે. એક દેશ સમજાયા વિના રહ્યો નથી; પરંતુ યોગ (મન, વચન, કાયા)થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે, અને એમ થયે એ દેશ અનુભવાશે, અર્થાત્ તેમાં જ રહેવાશે; પરિપૂર્ણ લોકાલોકજ્ઞાન ઉત્પન્ન થશે; અને એ ઉત્પન્ન કરવાની (નેમ) આકાંક્ષા રહી નથી. છતાં ઉત્પન્ન કેમ થશે ? એ વળી આશ્ચર્યકારક છે! પરિપૂર્ણ સ્વરૂપજ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે; અને એ સમાધિમાંથી નીકળી લોકાલોકદર્શન પ્રત્યે જવું કેમ બનશે? એ પણ એક મને નહીં પણ પત્ર લખનારને વિકલ્પ થાય છે!

" કણબી અને કોળી જેવી જ્ઞાતીમાં પણ માર્ગને પામેલા થોડા વર્ષમાં ઘણા પુરુષો થઈ ગયા છે; તે મહાત્માઓની જનમંડળને અપિછાન હોવાને લીધે કોઈક જ તેનાથી સાર્થક સાધી શક્યું છે; જીવને મહાત્મા પ્રત્યે મોહ જ ન આવ્યો, એ કેવી ઈશ્વરી અદ્ભુત નિયતિ છે ?"

"એઓ સર્વ કંઈ છેવટના જ્ઞાનને પ્રાપ્ત થયા નહોતા; પરંતુ તે મળવું તેમને બહુ સમીપમાં હતું. [પાઠા૦ એવા ઘણા પુરુષોનાં પદ વગેરે અહીં જોયાં.] એવા પુરુષો પ્રત્યે રોમાંચ બહુ ઉલ્લસે છે; અને જાણે નિરંતર તેવાની ચરણ સેવા કરીએ, એ એક આકાંક્ષા રહે છે. જ્ઞાની કરતાં એવા મુમુક્ષુ પર અતિશય ઉલ્લાસ આવે છે, તેનું કારણ એ જ કે તેઓ જ્ઞાનીનાં ચરણને નિરંતર સેવે છે; અને એ જ એમનું દાસત્વ અમારું તેમના પ્રત્યે દાસત્વ થાય છે,—તેનું કારણ છે. ભોજો ભગત, નિરાંત કોળી ઇત્યાદિક પુરુષો યોગી ( પરમ યોગ્યતાવાળા ) હતા "

નિરંજન પદને બુઝનારા, નિરંજન કેવી સ્થિતિમાં રાખે છે, એ વિચારતાં અકળ ગતિ પર ગંભીર, સમાધિયુક્ત હાસ્ય આવે છે !

હવે અમે અમારી દશા કોઈ પણ પ્રકારે કહી શકવાના નથી; તો લખી ક્યાંથી શકીશું ? [પાઠા૦ આપનાં દર્શન થયે જે કંઈ વાણી કહી શકશે તે કહેશે. બાકી નિરૂપાયતા છે.] ( કંઈ) મુક્તિએ નથી જોઈતી, અને જૈનનું કેવળજ્ઞાને જે પુરુષને નથી જોઈતું, તે પુરુષને પરમેશ્વર હવે કયું પદ આપશે ? એ કંઈ આપના વિચારમાં આવે છે ? આવે તો આશ્ચર્ય પામજો; નહીં તો અહીંથી તો કોઈ રીતે કંઈએ બહાર કાઢી શકાય તેમ બને તેવું લાગતું નથી

આપ જે કંઈ વ્યવહાર ધર્મ પ્રશ્નો બીડો છો તે ઉપર લક્ષ અપાતું નથી; તેના અક્ષરપણ પૂરા વાંચવા લક્ષ જતું નથી; તો પછી તેનો ઉત્તર ન લખી શકાયો હોય તો આપ શામાટે રાહ જુઓ છો ? અર્થાત્ તે હવે ક્યારે બનશે તે કંઈ લખી શકાતું નથી.

વારંવાર જણાવો છો કે આતુરતા-દર્શન માટે-બહુ છે; પરંતુ પંચમકાળ મહાવીરદેવે કહ્યો છે, કળિયુગ વ્યાસભગવાને કહ્યો છે; તે ક્યાથી [પાઠા૦ સાથે રહેવા દે? અને દે તો આપને] ઉપાધિમુક્ત રાખે ?"

માગશર વદ. ,, ૧૯૪૭.

૧૧૬.*

અલખનામ ધુની લગી ગગનમેં, મગન ભયા મન મેરાજી,
આસન મારી સુરત દૃઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી.

મુંબઈ, પોષ શુદ ૫, ગુરુ, સં૦ ૧૯૪૭ —દરશ્યા અલખ દેદારાજી.

૧૧૭ અ

પ્રશ્નવ્યાકરણમાં સત્યનું મહાત્મ્ય વાંચ્યુ છે. [પાઠા૦ મનન પણ કરેલું હતું.]

હાલમાં હરિજનની સત્સંગતિના અભાવે કાળ દુર્લભ જાય છે; હરિજનની સત્સંગતિમાં પણ તે પ્રત્યે ભક્તિ કરવી એ બહુ પ્રિય છે

આપ પરમાર્થ માટે જે પરમ આકાંક્ષા રાખો છો, તે ઈશ્વરેચ્છા હશે તો કોઈ અપૂર્વ વાટેથી પાર પડશે "જેઓને ભ્રાંતિથી કરી પરમાર્થનો લક્ષ મળવો દુર્લભ થયો છે એવા ભારતક્ષેત્રવાસી મનુષ્ય પ્રત્યે તે પરમકૃપાળુ પરમકૃપા કરશે, પરંતુ હમણાં થોડો કાળ તેની ઇચ્છા હોય તેવું જણાતું નથી",

મુંબઈ, પોષ શુદ ૧૦, ૧૯૪૭

૧૨૦

જ્ઞાનના પરોક્ષ-અપરોક્ષ વિષે પત્રથી લખી શકાય તેમ નથી, પણ સુધાની ધારા પછીના કેટલાક દર્શન થયા છે, અને જો અસંગતાની સાથે ૦ ૦ ૦ નો સત્સંગ હોય તો છેવટનું પરિપૂર્ણ પ્રકાશે તેમ છે, કારણ કે તે ઘણુંકરીને સર્વ પ્રકારે જાણ્યું છે, અને તે જ વાટ તેના દર્શનની છે આ ઉપાધિયોગમાં એ દર્શન ભગવત્ થવા દેશે નહીં, એમ તે મને પ્રેરે છે, માટે એકાંતવાસીપણે જ્યારે થવાશે ત્યારે આટીને ભગવતે રાખેલો પડદો એક થોડા પ્રયત્નમાં ટળી જશે

મુંબઈ, ફેબ્રુઆરી ૧૯, ૧૮૯૧ [સં૦ ૧૯૪૭]

૧૨૩

**"કેવળ નિર્વિકાર છતાં પરબ્રહ્મ પ્રેમમય પરાભક્તિને વશ છે એ, હૃદયમાં જેણે અનુભવ કાર્યો છે એવા, જ્ઞાનીઓની ગુપ્ત શિક્ષા છે"**

અત્ર પરમાનંદ છે અસંગવૃત્તિ હોવાથી સમુદાયમાં રહેવું બહુ વિકટ છે જેનો કોઈ પણ પ્રકારે યથાર્થ આનંદ કહી શકાતો નથી, એવું જે સત્સ્વરૂપ તે જેના હૃદયમાં પ્રકાશ્યું છે એવા મહાભાગ્ય જ્ઞાનીઓની અમારા ઉપર કૃપા વર્તો. અમે તો ચરણરજ છીએ, અને ત્રણે કાળ એ પ્રેમની નિરંજનદેવ પ્રત્યે યાચના છે

આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્ભુત અનુગ્રહતા પ્રકાશી છે, આજે ઘણા દિવસ થયા ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમ રૂપમાં ઉદય પામી છે. ગોપીઓ ભગવાન્ વાસુદેવ (કૃષ્ણચંદ્ર) ને મહીની મટુકીમાં નાખી વેચવા નીકળી હતી, એવી એક શ્રીમદ્ભાગવતમાં કથા છે, તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે, અમૃત પ્રવહે છે ત્યાં સહસ્રદળકમળ છે એ મહીની મટુકી છે, અને આદિ પુરુષ તેમાં બિરાજમાન છે તે ભગવત વાસુદેવ છે, તેની પ્રાપ્તિ સત્પુરુષની ચિત્તવૃત્તિરૂપ ગોપીને થતાં તે ઉલ્લાસમાં આવી જઈ બીજા કોઈ મુમુક્ષુ આત્મા પ્રત્યે 'કોઈ માધવ લ્યો, હાંરે કોઈ માધવ લ્યો' એમ કહે છે, અર્થાત્ તે વૃત્તિ કહે છે કે, આદિ પુરુષની અમને પ્રાપ્તિ થઈ, અને એ એક જ પ્રાપ્ત કરવા યોગ્ય છે, બીજું કશુંય પ્રાપ્ત કરવા યોગ્ય નથી, માટે તમે પ્રાપ્ત કરો ઉલ્લાસમાં ફરીફરી કહે છે કે તમે તે પુરાણ પુરુષને પ્રાપ્ત કરો અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને એ આદિ પુરુષ

૧ * પત્ર લખતી વેળા પોતાનો આત્મપ્રવાહ જે જાતિના વિચારમાં વહેતો હોય તે જાતિના અન્યપુરુષ પ્રણીત વિચારોની રચના જો મુખે વર્તતી હોય તો તે અન્યપુરુષ પ્રણીત વિચારો પણ શ્રીમદ્ પત્રરૂપે લખતા આ પત્ર એ જાતિનો છે —સશોધક મ ૨

આપી દઈએ મટુકીમાં નાખીને વેચવા નીકળ્યા છીએ, ગ્રાહક દેખી આપી દઈએ છીએ, કોઈ ગ્રાહક થાઓ, અચર પ્રેમે કોઈ ગ્રાહક થાઓ, વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ

મટુકીમા નાખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળકમળમા અમને વાસુદેવ ભગવાન્ મળ્યા છે મહીનુ નામ માત્ર છે, આખી સૃષ્ટિને મથીને જો મહી કાઢીએ તો માત્ર એક અમૃતરૂપ વાસુદેવભગવાન્ જ મહી નીકળે છે એનુ સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરી વ્યાસજીએ અદ્ભુત ભક્તિને ગાઈ છે આ વાત અને આખુ ભાગવત એ એકને જ પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષરે ભરપુર છે, અને તે (અ)મને ઘણા કાળ થયા પહેલા સમજાયુ છે, આજે અતિ અતિ સ્મરણમા છે, કારણકે સાક્ષાત્ અનુભવ પ્રાપ્તિ છે, અને એને લીધે આજની પરમ અદ્ભુત દશા છે એવી દશાથી જીવ ઉન્મત્ત પણ થઈ ગયા વિના રહેશે નહીં અને વાસુદેવહરિ ચાહીને કેટલોક વખત વળી અંતર્ધ્યાન પણ થઈ જાય એવા લક્ષણના ધારક છે, માટે અમે અસગતાને ઇચ્છીએ છીએ [પાઠા૦ અને તમારો સહવાસ તે પણ અસગતા જ છે એથી પણ વિશેષ અમને પ્રિય છે]

સત્સગની અત્ર ખામી છે, અને વિકટ વાસમા નિવાસ છે હરિઇચ્છાએ ઘેર્યા ફર્યાની વૃત્તિ છે એટલે કઈ ખેદ તો નથી, પણ ભેદનો પ્રકાશ કરી શકાતો નથી એ ચિંતના નિરતર રહ્યા કરે છે

ઘણા ઘણા પ્રકારથી મનન કરતા અમારો દૃઢ નિશ્ચય છે કે ભક્તિ એ સર્વોપરી માર્ગ છે અને તે સત્પુરુષના ચરણ સમીપ રહીને થાય તો ક્ષણવારમા તે મોક્ષ કરી દે તેવો પદાર્થ છે વિશેષ કઈ લખ્યુ જતુ નથી પરમાનદ છે પણ અસત્સગ છે, અર્થાત્ સત્સગ નથી

મુબઈ મહા વદ ૩ ગુરુ ૧૯૪૭

૧૨૪

એક દેખિયે જાનિયે' એ દોહા વિષે આપે લખ્યુ તો એ દોહાથી અમે આપને નિ શકતાની દૃઢતા થવા લખ્યુ નહોતુ પણ સ્વભાવે એ દોહો પ્રશસ્ત લાગવાથી લખી મોકલ્યો હતો એવી લય તો ગોપાગનાને હતી. શ્રીમદ્ભાગવતમા મહાત્મા વ્યાસે વાસુદેવ ભગવાન્ પ્રત્યે ગોપીઓની પ્રેમભક્તિ વર્ણવી છે, તે પરમાહ્લાદક અને આશ્ચર્યક છે

મુબઈ, મહા વદ ૪ ૧૯૪૭

૧૨૫

આપને મારા પ્રત્યે પરમોલ્લાસ આવે છે અને વારવાર તે વિષે આપ પ્રસન્નતા પ્રગટ કરો છો પણ હજી અમારી પ્રસન્નતા મારા ઉપર થતી નથી કારણ કે જેવી જોઈએ તેવી અસગદશાથી વર્ત્તાતુ નથી અને મિથ્યાપ્રબધમા વાસ છે પરમાર્થ માટે પરિપૂર્ણ ઇચ્છા છે પણ ઈશ્વરેચ્છાની હજુ તેમા સમ્મતિ થઈ નથી ત્યાસુધી મારા વિષે અતરમા સમજી રાખજો અને ગમે તેવા મુમુક્ષુઓને પણ કઈ નામપૂર્વક જણાવશો નહીં હાલ એવી દશાએ રહેવુ અમને વહાલુ છે

૦ ૦ ૦ ને આપે પત્ર લખી નાખ્યું માહાત્મ્ય પ્રગટ કર્યું, પણ તેમ તો હાલ થવું જોઈતું નથી, તે પ્રત્યે પ્રગટ થઈ પ્રતિબંધ કરવો મને યોગ્ય નથી લાગતો.

મુંબઈ, મહા વદ ૭, ૧૯૪૭

૧૩૦

## પુરાણપુરુષને નમોનમઃ.

"આ લોક ત્રિવિધ તાપથી આકુળ વ્યાકુળ છે. ઝાંઝવાનાં પાણીને લેવા દોડી તૃષા છીપાવવા ઇચ્છે છે, એવો દીન છે. અજ્ઞાનને લીધે સ્વરૂપનું વિસ્મરણ થઈ જવાથી ભયંકર પરિભ્રમણ તેને પ્રાપ્ત થયું છે. સમયે સમયે અતુળ ખેદ, જ્વરાદિક રોગ, મરણાદિક ભય, વિયોગાદિક દુઃખને અનુભવે છે; એવી અશરણતાવાળા આ જગતને એક સત્પુરુષ જ શરણ છે, સત્પુરુષની વાણી વિના કોઈ એ તાપ અને તૃષા છેદી શકે નહીં, એમ નિશ્ચય છે. માટે ફરીફરી તે સત્પુરુષનાં ચરણનું અમે ધ્યાન કરીએ છીએ."

"સંસાર કેવળ અશાતામય છે. કોઈ પણ પ્રાણીને અલ્પ પણ શાતા છે, તે પણ સત્પુરુષનો જ અનુગ્રહ છે, કોઈ પણ પ્રકારના પુણ્ય વિના શાતાની પ્રાપ્તિ નથી, અને એ પુણ્ય પણ સત્પુરુષના ઉપદેશ વિના કોઈએ જાણ્યું નથી. ઘણે કાળે ઉપદેશેલું તે પુણ્ય રૂઢીને આધીન થઈ પ્રવર્તે છે, તેથી જાણે તે ગ્રંથાદિકથી પ્રાપ્ત થયેલું લાગે છે, પણ એનું મૂળ એક સત્પુરુષ જ છે, માટે અમે એમ જ જાણીએ છીએ કે, 'એક અંશ શાતાથી કરીને પૂર્ણ કામના સુધીની સર્વ સમાધિ તેનું સત્પુરુષ જ કારણ છે, આટલી બધી સમર્થતા છતાં જેને કંઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી, ગર્વ નથી, ગારવ નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્પુરુષને અમે ફરીફરી નામરૂપે સ્મરીએ છીએ.

'ત્રિલોકના નાથ વશ થયા છે જેને એવા છતાં પણ એવી કોઈ અટપટી દશાથી વર્તે છે કે જેનું સામાન્ય મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે,' એવા સત્પુરુષને અમે ફરીફરી સ્તવીએ છીએ.

એક સમય પણ કેવળ અસંગપણાથી રહેવું એ ત્રિલોકને વશ કરવા કરતાં પણ વિકટ કાર્ય છે, [પાઠાં૦ તેવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યા છે, એવા સત્પુરુષનાં અંતઃકરણ તે જોઈ અમે પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.]

'હે પરમાત્મા, અમે તો એમ જ માનીએ છીએ કે આ કાળમાં પણ જીવનો મોક્ષ હોય, તેમ છતાં જૈન ગ્રંથોમાં ક્વચિત્ પ્રતિપાદન થયું છે, તે પ્રમાણે આ કાળે મોક્ષ ન હોય તો આ ક્ષેત્રે એ પ્રતિપાદન તું રાખ, અને અમને મોક્ષ આપવા કરતાં સત્પુરુષનાં જ ચરણનું ધ્યાન કરીએ અને તેની સમીપ જ રહીએ એવો યોગ આપ.'

'હે પુરુષપુરાણ! અમે તારામાં અને સત્પુરુષમાં કંઈ ભેદ હોય એમ સમજતા નથી; તારા કરતાં અમને તો સત્પુરુષ જ વિશેષ લાગે છે, કારણ કે તું પણ તેને આધીન જ રહ્યો છે, અને અમે સત્પુરુષને ઓળખ્યા વિના તને ઓળખી શક્યા

નહીં; એ જ તારું કુધટપણું અમને સત્પુરૂષ પ્રત્યે પ્રેમ ઉપજાવે છે; કારણ કે તું વશ છતાં પણ તેઓ ઉન્મત્ત નથી; અને તારાથી પણ સરળ છે, માટે હવે તું કહે તેમ કરીએ."

"હે નાથ! તારે ખોટું ન લગાડવું કે અમે તારાં કરતાં પણ સત્પુરૂષને વિશેષ સ્તવીએ છીએ; જગત્ આખું તને સ્તવે છે; તો પછી અમે એક તારા સામા બેઠાં રહીશું તેમાં તને ક્યાં સ્તવનની આકાંક્ષા છે; અને ક્યાં તને ન્યૂનપણું પણ છે?"

"જ્ઞાની પુરુષો ત્રિકાળની વાત જાણતાં છતાં પ્રગટ કરતા નથી, એમ આપે પૂછ્યું; તે સંબંધમાં એમ જણાય છે કે ઈશ્વરી ઇચ્છા જ એવી છે કે અમુક પારમાર્થિક વાત શિવાય જ્ઞાની બીજી ત્રિકાળિક વાત પ્રસિદ્ધ ન કરે; અને જ્ઞાનીની પણ અંતર ઇચ્છા તેવી જ જણાય છે. જેની કોઈ પણ પ્રકારની આકાંક્ષા નથી, એવા જ્ઞાની પુરુષને કંઈ કર્તવ્યરૂપ નહીં હોવાથી જે કંઈ ઉદયમાં આવે તેટલું જ કરે છે." અમે તો કંઈ તેવું જ્ઞાન ધરાવતા નથી કે જેથી ત્રણે કાળ સર્વ પ્રકારે જણાય; અને અમને એવાં જ્ઞાનનો કંઈ વિશેષ લક્ષ નથી; અમને તો વાસ્તવિક એવું જે સ્વરૂપ તેની ભક્તિ અને અસંગતા એ પ્રિય છે. એ જ વિજ્ઞાપન.

મુંબઈ, ફાગણ શુદ ૪, શનિ, ૧૯૪૭.

૧૩૨.

આપનું પત્ર પ્રાપ્ત થયું. એમાં કરેલા પ્રશ્નોનો સવિગત ઉત્તર બનતાં સુધી તરતમાં લખીશ.

એ પ્રશ્નો એવાં પારમાર્થિક છે કે મુમુક્ષુ પુરુષે તેનો પરિચય કરવો જોઈએ હજારો પુસ્તકોના પાઠીને પણ એવાં પ્રશ્નો ઉગે નહીં, એમ અમે ધારીએ છીએ. તેમાં પણ પ્રથમ લખેલું પ્રશ્ન (જગતનાં સ્વરૂપમાં મતાંતર કાં છે?) તો જ્ઞાની પુરુષ અથવા તેની આજ્ઞાને અનુસરનારો પુરુષ જ ઉગાડી શકે. અત્ર મનમાનતી નિવૃત્તિ નથી રહેતી; જેથી એવી જ્ઞાનવાર્તા લખવામાં જરા વિલંબ કરવાની જરૂર થાય છે. છેલ્લું પ્રશ્ન અમારા વનવાસનું પૂછ્યુ છે; એ પણ જ્ઞાનીની જ અંતર્વૃત્તિ જાણનાર પુરુષ વિના કોઈકથી જ પૂછી શકાય તેવું પ્રશ્ન છે.

[પાઠા૦ આપની સર્વોત્તમ પ્રજ્ઞાને નમસ્કાર કરીએ છીએ. કળિકાળમાં પરમાત્માએ કોઈ ભક્તિમાન પુરુષ ઉપર પ્રસન્ન થવું હોય, તો તેમાંના આપ એક છો. અમને તમારો ઓથ આ કાળમાં મળ્યો અને તેથી જ જીવાય છે.]

મુંબઈ, ફાગણ શુદ ૮, ૧૯૪૭.

૧૩૪.

[પાઠા૦ ઘટ પરિચય માટે આપે કંઈ જણાવ્યું નથી તે જણાવશો]

પારમાર્થિક વિષય માટે હાલ મૌન રહેવાનું કારણ પરમાત્માની ઇચ્છા છે. જ્યાંસુધી અસંગ થઈશું નહીં અને ત્યાર પછી તેની ઇચ્છા મળશે નહીં, ત્યાંસુધી પ્રગટ રીતે માર્ગ કહીશું નહીં; અને આવો સર્વ મહાત્માઓનો રીવાજ છે. અમે તો દીન માત્ર છીએ. ભાગવતવાળી વાત આત્મજ્ઞાનથી જાણેલી છે.

સં૦ ૧૯૪૭ ના ફાગણ વદ ૨, મુંબઈ.

१३५

श्रीमद्भागवत परम भक्तिरूप ज छे एमा जे जे वर्णव्यु छे, ते ते लक्षरूपने सूचववा माटे छे

[पाठांतर मुनिने सर्वव्यापक अधिष्ठान आत्मा विषे कंई पूछवाथी लक्षरूप उत्तर मळी नहीं शके कल्पित उत्तरे कार्य सिद्धि नथी आपे ज्योतिषादिकनी पण हाल इच्छा करवी नहीं कारण ते कल्पित छे अने कल्पित पर लक्ष नथी ]

१३६

'ज्योतिषने कल्पित कहेवानो हेतु एवो छे, के ते विषय पारमार्थिक ज्ञाने कल्पित ज छे, अने पारमार्थिक ज सत् छे अने तेनी ज रटणा रहे छे

अमे पोताने शीर हाल उपाधिनो बोजो ईश्वरे विशेष मूक्यो छे एम करवामा तेनी इच्छा सुखरूप ज मानु छु पंचमकाळने नामे जैन ग्रंथो आ काळने ओळखे छे, अने कळिकाळने नामे पुराण ग्रंथो ओळखे छे एम आ काळने कठिन काळ कह्यो छे, तेनो हेतु जीवने 'सत्संग अने सत्शास्त्र'नो जोग थवो आ काळमा दुर्लभ छे अने तेटला ज माटे काळने एवु उपनाम आप्यु छे अमने पण पंचमकाळ अथवा कळियुग हाल तो अनुभव आपे छे अमारु चित्त निस्पृह अतिशय छे अने जगत्मा सस्पृह तरीके वर्तिए छीए ए कळियुगनी कृपा छे

मुंबई फागण वद १३ १९४७

१४०

## कोईनो दोष नथी, अमे कर्म बांध्या माटे अमारो दोष छे.

ज्योतिषनी आम्नाय संबंधी केटलीक विगत लखी ते वाची छे घणो भाग तेनो जाणवामा छे तथापि चित्त तेमा जराय प्रवेश करी शकतु नथी अने ते विषेनु वाचवु सांभळवु कदापि चमत्कारिक होय, तोपण बोजरूप लागे छे थोडी पण तेमा रुचि रही नथी अमने तो मात्र एक अपूर्व एवा 'सत्' ना ज्ञानने विषे ज रुचि रहे छे बीजु जे कंई करवामा आवे छे, के अनुसरवामा आवे छे, ते बधु आसपासना बंधनने लईने करवामा आवे छे हाल जे कंई व्यवहार करीए छीए तेमा देह अने मनने बाह्य उपयोग वर्त्ताववो पडे छे, आत्मा तेमा वर्त्ततो नथी क्वचित् पूर्वकर्मानुसार वर्त्ताववु पडे छे तेथी अंतत आकुळता आवी जाय छे जे कंई पूर्वे निबंधन करवामा आव्या छे ते कर्मो निवृत्त थवा अर्थे —भोगवी लेवा अथवा थोडा काळमा भोगवी लेवाने अर्थे आ वेपार नामनु व्यावहारिक काम बीजाने अर्थे सेवीए छीए हाल जे करीए छीए ते विषे मने विचार आव्या करेल अने त्यार पछी अनुक्रमे ते कामनी शरूआत थई त्यारथी ते अत्यार सुधीमां कामनी दिनप्रतिदिन कंई वृद्धि थया करी छे

अमे आ काम प्रेरेलु माटे ते संबंधी ० ० ० अने तेटलु मजूरी जेवु काम पण कर्यानु राख्यु छे कामनी हवे घणी हद वधी गयेली होवाथी निवृत्त थवानी अंतत बुद्धि थई जाय छे, पण ० ० ० ने दोषबुद्धि आवी जवानो संभव, ते अनंत

સસારનુ કારણ ૦ ૦ ૦ ને થાય એમ જાણીને જેમ બને ચિત્તનુ સમાધાન કરી તે મજુરી જેવુ કામ પણ કર્યા જવુ, એમ હાલ તો ધાર્યુ છે

આ કામની પ્રવૃત્તિ કરતી વખતે જેટલી અમારી ઉદાસીન દશા હતી તેથી આજ વિશેષ છે, અને તેથી અમે ઘણુંકરીને તેમની વૃત્તિને ન અનુસરી શકીએ એવુ છે, તથાપિ જેટલુ બન્યુ છે તેટલુ અનુસરણુ તો જેમ તેમ ચિત્ત સમાધાન કરી રાખ્યા કર્યુ છે

કોઈ પણ જીવ પરમાર્થને ઇચ્છે, અને વ્યાવહારિક સગમા પ્રીતિ રાખે, ને પરમાર્થ પ્રાપ્ત થાય, એમ તો કોઈ કાળે બને જ નહીં આ કામની નિવૃત્તિ પૂર્વકર્મ જોતા તો હાલ થાય તેવુ દેખાતુ નથી

આ કામ પછી 'ત્યાગ' એવુ અમે તો જ્ઞાનમા જોયુ હતુ, અને હાલ આવુ સ્વરૂપ દેખાય છે, એટલી આશ્ચર્યવાર્ત્તા છે અમારી વૃત્તિમા પરમાર્થ આડે અવકાશ નથી, તેમ છતા ઘણોખરો કાળ આ કામમા ગાળીએ છીએ, અને તેનુ કારણુ માત્ર તેમને દોષબુદ્ધિ ન આવે એટલુ જ છે, તથાપિ અમારી વર્તના જ એવી છે કે, જીવ તેનો જો ખ્યાલ ન કરી શકે તો તેટલુ કામ કરતા છતા પણ દોષબુદ્ધિ જ રહ્યા કરે

[સ૦ ૧૯૪૭, પાઠા૦ ફાગણ શુદ ૧૪, શુક્ર, ૧૯૪૮ ]

૧૩૭

[પાઠા૦ એક પત્ર મળ્યુ કે જે પત્રમા કેટલાક જીવને યોગ્યતા છે, પણ માર્ગ બતાવનાર નથી વિગેરે વિગત આપી છે એ વિષે આગળ આપને ઘણુકરીને ગુઢગુઢ પણ ખુલાસો કરેલો છે, તથાપિ આપ વિશેષ વિશેષ પરમાર્થની ઉત્સુકતામય છો, જેથી તે ખુલાસો વિસ્મરણુ થઈ જાય એમા આશ્ચર્ય નથી]

[પાઠા૦ વળી] આપને સ્મરણ રહેવા લખુ છુ કે, જ્યાસુધી ઈશ્વરેચ્છા નથી ત્યાસુધી અમારાથી કાઈ પણ થઈ શકનાર નથી તણખલાના બે કટકા કરવાની સત્તા પણ અમે ધરાવતા નથી અધિક શુ કહેવુ ?

[પાઠા૦ આપ તો કરુણામય છો તથાપિ અમારી કરુણા વિષે કેમ લક્ષ આપતા નથી, અને ઈશ્વરને સમજાવતા નથી?]

મુબઈ, ચૈત્ર શુદ ૪, રવિ, ૧૯૪૭

૧૫૨

' જબુસ્વામીનુ દૃષ્ટાત પ્રસગને પ્રબળ કરનારુ અને ઘણુ આનદકારક અપાયુ છે લુટાવી દેવાની ઇચ્છા છતા લોકપ્રવાહ એમ માને કે, ચોર લઈ ગયાના કારણે જબુનો ત્યાગ છે, તો તે પરમાર્થને કલકરૂપ છે, એવો જે મહાત્મા જબુનો આશય તે સત્ય હતો " એ વાત એમ ટુકી કરી હવે આપને પ્રશ્ન કરવુ યોગ્ય છે કે, ચિત્તની માયાના પ્રસગોમા આકુળતા વ્યાકુળતા હોય અને તેમા આત્મા ચિંતિત રહ્યા કરે, એ ઈશ્વરપ્રસન્નતાનો માર્ગ છે કે કેમ ? અને પોતાની બુદ્ધિએ નહીં, તથાપિ લોકપ્રવાહને લઈને પણ કુટુબાદિકને કારણે શોચનિય થવુ એ વાસ્તાવિક માર્ગ છે કે કેમ ? આપણે

આકુળ થવાથી કંઈ કરી શકીએ છીએ કે કેમ? અને જો કરી શકીએ છીએ તો પછી ઈશ્વર પર વિશ્વાસ શું ફળદાયક છે?

જ્યોતિષ જેવા કલ્પિત વિષયનો સાંસારિક પ્રસંગમાં નિસ્પૃહ પુરુષો લક્ષ કરતા હશે કે કેમ? અને અમે જ્યોતિષ જાણીએ છીએ અથવા કંઈ કરી શકીએ છીએ એમ ન માનો તો સારું, એવી હાલ ઇચ્છા છે.

મુંબઈ, ચૈત્ર શુદ, ૧૦, ૧૯૪૭

૧૫૬

"સર્વાત્મસ્વરૂપને નમસ્કાર."

પોતાનું અથવા પારકું જેને કંઈ નથી એવી કોઈ દશા તેની પ્રાપ્તિ હવે સમીપ જ આ દેહે છે, અને તેને લીધે પરેચ્છાથી વર્તિયે છીએ. પૂર્વે જે જે વિદ્યા, બોધ, જ્ઞાન, ક્રિયાની પ્રાપ્તિ થઈ ગઈ છે, તે તે સઘળાં આ દેહે જ વિસ્મરણ કરી નિર્વિકલ્પ થયા વિના છૂટકો નથી, અને તેને લીધે જ આમ વર્તિયે છીએ, તથાપિ આપની અધિક આકુળતા જોઈ કંઈ કંઈ આપને ઉત્તર આપવો પડ્યો છે, તે પણ સ્વેચ્છાથી નહીં, આમ હોવાથી આપને વિનતિ છે કે, એ સર્વ માયિક વિદ્યા અથવા માયિક માર્ગ સંબંધી આપના તરફથી મારી બીજી દશા થતાંસુધી સ્મરણ ન મળવું જોઈએ, એમ યોગ્ય છે.

મુંબઈ, એપ્રિલ ૧૮, ૧૮૯૧ [સં૦ ૧૯૪૭]

૧૫૭

"જેને લાગી છે તેને જ લાગી છે અને તેણે જ જાણી છે, તે જ 'પિયુ પિયુ' પોકારે છે" એ બ્રાહ્મી વેદના કહી કેમ જાય? કે જ્યાં વાણીનો પ્રવેશ નથી. વધારે શું કહેવું? લાગી છે તેને જ લાગી છે. તેના જ ચરણસંગથી લાગે છે, ત્યારે જ છૂટકો હોય છે. એ વિના બીજો સુગમ મોક્ષમાર્ગ છે જ નહીં. તથાપિ કોઈ પ્રયત્ન કરતું નથી. મોહ બળવાન છે!

મુંબઈ, ૭, ૧૮૯૧ [સં૦ ૧૯૪૭]

૧૫૮

પરબ્રહ્મ આનંદમૂર્તિ છે, તેનો ત્રણે કાળને વિષે અનુગ્રહ ઇચ્છીએ છીએ

કેટલોક નિવૃત્તિનો વખત મળ્યા કરે છે, પરબ્રહ્મવિચાર તો એમને એમ રહ્યા જ કરે છે. ક્યારેક તો તે માટે આનંદકિરણો બહુ સ્ફુરી નીકળે છે. અને કંઈની કંઈ (અભેદ) વાત સમજાય છે, પણ કોઈને કહી શકાતી નથી, અમારી એ વેદના અથાગ છે. વેદનાને વખતે શાતા પૂછનાર જોઈએ, એવો વ્યવહારનો નિયમ છે, પણ અમને આ પરમાર્થમાં શાતા પૂછનાર મળતો નથી! [પાઠાં૦ અને જે છે તેનાથી વિયોગ રહે છે]

મુંબઈ, મે, ૨૫, ૧૮૯૧ [સં૦ ૧૯૪૭]

૧૬૦

## હરિને પ્રતાપે હરિનું સ્વરૂપ મળશું ત્યારે સમજાવશું.

ચિત્તની દશા ચૈતન્યમય રહ્યા કરે છે, જેથી વ્યવહારના બધા કાર્ય ઘણુંકરીને અવ્યવસ્થાથી કરીએ છીએ, હરીચ્છા સુખદાયક માનીએ છીએ. એટલે જે ઉપાધિ જોગ વર્ત્તે છે, તેને પણ સમાધિ જોગ માનીએ છીએ

ચિત્તની અવ્યવસ્થાને લીધે મુહૂર્ત્ત માત્રમા કરી શકાય એવુ કાર્ય વિચારતા પણ પખવાડિયુ વ્યતીત કરી નંખાય છે, અને વખતે તે કાર્ય કર્યા વિના જ જવા દેવાનુ થાય છે, બધા પ્રસગોમા તેમ થાય તોપણ હાનિ માની નથી, તથાપિ આપને કઈ કઈ જ્ઞાનવાર્ત્તા દર્શાવાય તો વિશેષ આનદ રહે છે, અને તે પ્રસગમા ચિત્તને કઈ વ્યવસ્થિત કરવાની ઇચ્છા રાખ્યા કરાય છે, છતા તે સ્થિતિમા પણ હમણા પ્રવેશ નથી કરી શકાતો એવી ચિત્તની દશા નિરકુશ થઈ રહી છે, અને તે નિરકુશતા પ્રાપ્ત થવામા હરિનો પરમ અનુગ્રહ કારણ છે, એમ માનીએ છીએ જે નિરકુશતાને પૂર્ણતા આપ્યા શિવાય ચિત્ત યથોચિત સમાધિયુક્ત નહીં થાય, એમ લાગે છે, અત્યારે તો બધુય ગમે છે, અને બધુય ગમતુ નથી, એવી સ્થિતિ છે જ્યારે બધુય ગમશે, ત્યારે નિરકુશતાની પૂર્ણતા થશે, એ 'પૂર્ણકામના' પણ કહેવાય છે, જ્યા હરિ જ સર્વત્ર સ્પષ્ટ ભાસે છે—અત્યારે કઈક અસ્પષ્ટ ભાસે છે, પણ સ્પષ્ટ છે એવો અનુભવ છે

જે રસ જગતનુ જીવન છે તે રસનો અનુભવ થવા પછી હરિપ્રત્યે અતિશય લય થઈ છે, અને તેનુ પરિણામ એમ આવશે કે જ્યા જેને રૂપે ઇચ્છીએ તેને રૂપે હરિ ૦ ૦ ૦ આવશે, એવો ભવિષ્ય કાળ ઈશ્વરેચ્છાને લીધે લખ્યો છે

અમે અમારો અતરગ વિચાર લખી શકવાને અતિશય અશક્ત થઈ ગયા છીએ, જેથી સમાગમને ઇચ્છીએ છીએ પણ ઈશ્વરેચ્છા હજુ તેમ કરવામા અસમ્મત લાગે છે, જેથી વિયોગે જ વર્ત્તિએ છીએ

તે પૂર્ણસ્વરૂપ હરિમા પરમ જેની ભક્તિ છે એવો કોઈ પણ પુરુષ હાલ નથી દેખાતો તેનુ શુ કારણ હશે? તેમ તેવી 'અતિ તીવ્ર અથવા 'તીવ્રમુમુક્ષુતા' કોઈના જોવામા આવી નથી તેનુ શુ કારણ હશે? ક્વચિત્ તીવ્રમુમુક્ષુતા' જોવામા આવી હશે તો ત્યા અનતગુણગભીર જ્ઞાનાવતાર પુરુષનો લક્ષ કેમ જોવામા આવ્યો નહીં હોય? [ પાઠા૦ એ માટે આપ જે લાગે તે લખશો ]

બીજુ મોટુ આશ્ચર્યકાર તો એ છે કે આપ જેવાને સમ્યકજ્ઞાનના બીજની—પરાભક્તિના મૂળની પ્રાપ્તિ છતા ત્યાર પછીનો ભેદ કેમ પ્રાપ્ત નથી હોતો? તેમ હરિ પ્રત્યે અખડ લયરૂપ વૈરાગ્ય જેટલો જોઈએ તેટલો કેમ વર્ધમાન નથી થતો? એનુ જે કઈ કારણ સમજાતુ હોય તો લખશો

અમારી ચિત્તની અવ્યવસ્થા એવી થઈ જવાને લીધે કોઈ કામમા જેવો જોઈએ તેવો ઉપયોગ રહેતા નથી, સ્મૃતિ રહેતી નથી, અથવા ખબર પણ રહેતી નથી, તે

માટે શું કરવું? શું કરવું એટલે કે વ્યવહારમાં બેઠાં છતાં એવી સર્વોત્તમ દશા બીજા કોઈને દુઃખરૂપ ન થવી જોઈએ, અને અમારા આચાર એવા છે કે વખતે તેમ થઈ જાય

બીજા કોઈને પણ આનંદરૂપ લાગવા વિષે હરિને ચિંતા રહે છે; માટે તે રાખશે. અમારૂં કામ તો તે દશાની પૂર્ણતા કરવાનું છે, એમ માનીએ છીએ, તેમ બીજા કોઈને સંતાપરૂપ થવાનો તો સ્વપ્ને પણ વિચાર નથી; બધાના દાસ છીએ, ત્યાં પછી દુઃખરૂપ કોણ માનશે ?–તથાપિ વ્યવહાર પ્રસંગમાં હરિની માયા અમને નહીં તો સામાને પણ એકને બદલે બીજું આરોપાવી દે તો નિરૂપાયતા છે, અને એટલો પણ શોક રહેશે. અમે સર્વ સત્તા હરિને અર્પણ કરીએ છીએ-કરી છે.

વધારે શું લખવું? પરમાનંદરૂપ હરિને ક્ષણ પણ ન વિસરવા એ અમારી સર્વ કૃતિ, વૃત્તિ અને લેખનો હેતુ છે.

મુંબઈ, વૈશાખ વદ ૮, રવિ, ૧૯૪૭.

૧૬૧.

'પ્રબોધશતક' મોકલ્યું છે, તે પહોચ્યું હશે. તમો બધાને એ શતક શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવા જોગ છે. એ પુસ્તક વેદાંતની શ્રદ્ધા કરવા માટે મોકલ્યું નથી, એવો લક્ષ સાંભળનારનો પ્રથમ થવો જોઈએ. બીજા કંઈ કારણથી મોકલ્યું છે; જે કારણ ઘણુંકરીને વિશેષ વિચારે તમો જાણી શકશો.

હાલ તમોને કોઈ તેવું બોધક સાધન નહીં હોવાને લીધે એ શતક ઠીક સાધન છે, એમ માની મોકલ્યું છે. એમાંથી તમારે શું જાણવું જોઈએ, તેનો તમારે વિચાર કરવો.

સાંભળતાં કોઈએ અમારા વિષે આશંકા કરવી નહીં કે, એમાં જે કંઈ મત ભાગ જણાવ્યો છે, તે મત અમારો છે; માત્ર ચિત્તની સ્થિરતા માટે એ પુસ્તકના ઘણા વિચારો કામના છે. માટે મોકલ્યું છે, એમ માનવું.

વૈશાખ વદ ૮, રવિ, ૧૯૪૭.

૧૬૨.

હરીચ્છાથી જીવવું છે; અને પરેચ્છાથી ચાલવું છે. અધિક શું કહેવું?

મુંબઈ જ્યુન ૨૧, ૯૧. [સં ૧૯૪૭]

૧૬૩.

"સર્વશક્તિમાન હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે; અને જેને કાંઈ પણ ભક્તિના અંશો પ્રાપ્ત થયા છે, એવા પુરુષે તો જરૂર એમ જ નિશ્ચય કરવો યોગ્ય છે કે, "હરિની ઇચ્છા સદૈવ સુખરૂપ જ હોય છે." [પાઠાં. આપણો] વિયોગ રહેવામાં પણ હરિની તેવી જ ઇચ્છા છે, અને તે ઇચ્છા શું હશે, તે અમને કોઈ રીતે ભાસે છે; જે સમાગમે કહીશું.

'જ્ઞાનધારા' સંબંધી 'મૂળ માર્ગ' અમે તમને આ વખતના સમાગમમાં યોગે પણ કહીશું; અને તે માર્ગ પુરી રીતે આ જ જન્મમાં તમને કહીશું, એમ અમને હરિની પ્રેરણા હોય તેવું લાગે છે.

તમે અમારે માટે જન્મ ધર્યો હશે, એમ લાગે છે. તમે અમારા અથાગ ઉપકારી છો. તમે અમને અમારી ઇચ્છાનું સુખ આપ્યું, તે માટે નમસ્કાર શિવાય બીજો શું બદલો વાળીએ?

પણ અમને એમ લાગે છે કે અમારે હાથે હરિ તમને પરાભક્તિ અપાવશે હરિના સ્વરૂપનું જ્ઞાન કરાવશે; અને એ જ અમે મોટો ભાગ્યોદય માનીશું.

અમારૂં ચિત્ત તો બહુ હરિમય રહે છે. પણ સંગ બધા કળિયુગના રહ્યા છે માયાના પ્રસંગે રાતદિવસ રહેવું રહે છે; એટલે પૂર્ણ હરિમય ચિત્ત રહી શકવું દુર્લભ હોય છે, અને ત્યાંસુધી અમારા ચિત્તને ઉદ્વેગ મટશે નહીં.

શ્રાવણ શુદ ૧, બુધ, ૧૯૪૭. લા૦ ઈશ્વરાર્પણ.

૧૭૪.

ૐ સત.

**શ્રીમાન્ પુરુષોત્તમની અનન્યભક્તિને અવિચ્છિન ઇચ્છું છું.**

એવો એક જ પદાર્થ પરિચય કરવા યોગ્ય છે, કે જેથી અનંત પ્રકારનો પરિચય નિવૃત્ત થાય છે; તે કયો? અને કેવા પ્રકારે? તેનો વિચાર મુમુક્ષુઓ કરે છે.

વવાણીઆ, ભાદ્રપદ વદ ૪, સોમ, ૧૯૪૭. સતમાં અભેદ.

૧૭૫.

જે મહાન્ પુરુષનું ગમે તેવું આચરણ પણ વંદન યોગ્ય જ છે, એવો મહાત્મા પ્રાપ્ત થયે નિઃસંદેહપણે ન જ વર્તિ શકાય તેમ તે વર્તતો હોય તો મુમુક્ષુએ કેવી દૃષ્ટિ રાખવી? એ વાર્ત્તા સમજવા જેવી છે.

વવાણીઆ, ભાદ્રપદ વદ ૪, ભોમ, ૧૯૪૭. અપ્રગટ સત.

૧૭૮.

ચિત્ત ઉદાસ રહે છે; કંઈ ગમતું નથી; અને જે કંઈ ગમતું નથી તે જ બધું નજરે પડે છે; તે જ સંભળાય છે. ત્યાં હવે શું કરવું? મન કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતું નથી, જેથી પ્રત્યેક કાર્ય મુલતવાં પડે છે; કંઈ વાંચન, લેખન કે જનપરિચયમાં રુચિ આવતી નથી; ચાલતા મતના પ્રકારની વાત કાને પડે છે કે, હૃદયને વિષે મૃત્યુથી અધિક વેદના થાય છે. સ્થિતિ કાં તમે જાણો છો, કાં સ્થિતિ વિતિ ગઈ છે તે જાણે છે; અને હરિ જાણે છે.

ભા૦ વદ ૭, ૧૯૪૭.

૧૭૯.

'આત્મામાં રમણ કરી રહ્યા છે, એવા નિર્ગ્રંથ મુનિઓ પણ નિષ્કારણ ભગવાનની ભક્તિમાં પ્રવર્તે છે, કારણકે ભગવાનના ગુણો એવા જ છે.'—શ્રીમદ્ભાગવત.

ભાદરવા વદ ૧૦, રવિ, ૧૯૪૭.

૧૮૧.

જણાવ્યા જેવું તો મન છે, કે જે સત્‌સ્વરૂપ ભણી અખંડ સ્થિર થયું છે-(નાગ જેમ મોરલી ઉપર), તથાપિ તે દશા વર્ણવવાની સત્તા સર્વાધાર હરિએ વાણીમાં પૂર્ણ મૂકી નથી; અને લેખમાં તો તે વાણીનો અનંતમો ભાગ માંડ આવી શકે; એવી તે દશા તે સર્વનું કારણ એવું જે પુરુષોત્તમસ્વરૂપ તેને વિષે અમને તમને અનન્ય પ્રેમભક્તિ અખંડ રહો; તે પ્રેમભક્તિ પરિપૂર્ણ પ્રાપ્ત થાઓ. એ જ પ્રયાચના ઇચ્છી અત્યારે અધિક લખતો નથી.

ભાદરવા વદ ૧૨, ભોમ, ૧૯૪૭. [પાઠાં૦ ઈશ્વરેચ્છા.]

૧૮૨.

પરમ વિશ્રામ સુભાગ્ય.—

મહાત્મા વ્યાસજીને જેમ થયું હતું, તેમ અમને હમણાં વર્ત્તે છે. આત્મદર્શન પામ્યા છતાં પણ વ્યાસજી આનંદ સંપન્ન થયા નહોતા; કારણ કે હરિરસ અખંડપણે ગાયો નહોતો. અમને પણ એમ જ છે. અખંડ એવો હરિરસ પરમ પ્રેમે, અખંડપણે અનુભવનાં હજુ ક્યાંથી આવડે? અને જ્યાંસુધી તેમ નહીં થાય ત્યાંસુધી અમને જગતમાંની વસ્તુનું એક અણું પણ ગમતું નથી.

ભગવાન્ વ્યાસજી જે યુગમાં હતા, તે યુગ બીજો હતો; "આ કળિયુગ છે; એમાં હરિસ્વરૂપ, હરિનામ અને હરિજન દૃષ્ટિએ નથી આવતાં; [પાઠાં૦ શ્રવણમાં પણ નથી આવતાં] એ ત્રણેમાંના કોઈની સ્મૃતિ થાય એવી કોઈ પણ ચીજ પણ દૃષ્ટિએ નથી આવતી. બધાં સાધન કળિયુગથી ઘેરાઈ ગયાં છે. ઘણુંકરીને બધાય જીવ ઉન્માર્ગે પ્રવર્ત્તે છે, અથવા સન્માર્ગની સન્મુખ વર્ત્તતા નજરે નથી પડતા. ક્વચિત્ મુમુક્ષુ છે, પણ તેને હજુ માર્ગનો નિકટ સંબંધ નથી."

"નિષ્કપટીપણું પણ મનુષ્યોમાંથી ચાલ્યા ગયા જેવું થયું છે, સન્માર્ગનો એક અંશ અને તેનો પણ શતાંશ તે કોઈ આગળ પણ દૃષ્ટિએ પડતો નથી; કેવળજ્ઞાનનો માર્ગ તે તો કેવળ વિસર્જન થઈ ગયો છે," કોણ જાણે હરિની ઇચ્છા શું છે? આવો વિકટ કાળ તો હમણાં જ જોયો. કેવળ મંદપુણ્યવાળાં પ્રાણી જોઈ પરમ અનુકંપા આવે છે; અમને સત્સંગની ન્યૂનતાને લીધે કંઈ ગમતું નથી.

ઘણીવાર થોડે થોડે કહેવાઈ ગયું છે, તથાપિ ચોખ્ખા શબ્દોમાં કહેવાયાથી સ્મૃતિમાં વધારે રહે, એટલા માટે કહીએ છીએ કે, કોઈથી 'અર્થસંબંધ' અને 'કામસંબંધ' તો ઘણા કાળ થયાં ગમતાં જ નથી. હમણાં 'ધર્મસંબંધ' અને 'મોક્ષસંબંધ' પણ ગમતો નથી. 'ધર્મસંબંધ' અને 'મોક્ષસંબંધ' તો ઘણુંકરીને યોગીઓને પણ ગમે છે; અને અમે તો તેથી પણ વિરક્ત રહેવા માગીએ છીએ. હાલ તો અમને કંઈ ગમતું નથી, અને જે કંઈ ગમે છે, તેનો અતિશય વિયોગ છે. વધારે શું લખવું? "સહન જ કરવું એ સુગમ છે."

વવાણીઆ, ભાદરવા વદ ૧૪, ગુરુ, ૧૯૪૭.

૧૮૩.

પૂર્વાપર અવિરુદ્ધ એવું જે ભગવત સંબંધી જ્ઞાન તે પ્રગટ કરવા જ્યાંસુધી તેની ઇચ્છા નથી, ત્યાંસુધી વધારે પ્રસંગ કોઈથી પાડવામાં નથી આવતો, તે જાણો છો.

અભિન્ન એવું હરિપદ જ્યાંસુધી અમે અમારામાં નહીં માનીએ ત્યાંસુધી 'પ્રગટમાર્ગ' કહીશું નહીં; તમે પણ જેઓ અમને જાણો છો, તે શિવાય અધિકને નામ, ઠામ, ગામથી અમને જણાવશો નહીં. એકથી અનંત છે; અનંતથી એક છે.

આશો વદ ૧, રવિ, ૧૯૪૭.

૧૮૪.

## આદિપુરુષ રમત માંડીને બેઠો છે.

નવાજૂનું તો એક આત્મવૃત્તિ શિવાય અમારે કયાં છે? અને તે લખવા જેટલો મનને અવકાશ પણ કયાં છે? નહીં તો બધુય નવું છે, અને બધુય જીર્ણ છે.

આશો વદ ૫, ૧૯૪૭. (ગુજરાતી)

૧૮૬.

પરમાર્થવિષયે મનુષ્યોનો પત્રવ્યવહાર વધારે ચાલે છે; અને અમને તે અનુકૂળ આવતો નથી; જેથી ઘણા ઉત્તર તો લખવામાં જ આવતા નથી; એવી હરિ ઇચ્છા છે; અને અમને એ વાત પ્રિય પણ છે.

[પાઠા૦ એક દશાએ વર્ત્તન છે; અને એ દશા હજુ ઘણો વખત રહેશે; ત્યાંસુધી ઉદયાનુસાર પ્રવર્ત્તન યોગ્ય જાણ્યું છે. માટે કોઈ પણ પ્રસગે પત્રાદિની પહોંચ મળતાં વિલંબ થાય, અથવા ન મોકલાય, અથવા કંઈ ન જણાવી શકાય, તો તે શોચ કરવા યોગ્ય નથી, એમ દૃઢ કરીને અત્રેનો પત્ર પ્રસગ રાખજો ]

આશો વદ ૧૦, સોમે, ૧૯૪૭. (ગુજરાતી)

૧૮૯.

૧. 'પરસમય' જાણ્યા વિના સ્વસમય જાણ્યા છે એમ કહી શકાય નહીં.

૨. 'પરદ્રવ્ય' જાણ્યા વિના સ્વદ્રવ્ય જાણ્યું છે એમ કહી શકાય નહીં.

૩. 'સમ્મતિતર્કમાં' શ્રી સિદ્ધસેનદિવાકરે કહ્યુ છે કે, જેટલા 'વચનમાર્ગ' છે તેટલા 'નયવાદ' છે અને જેટલા 'નયવાદ' છે તેટલા જ પરસમય છે.

૪. અક્ષય ભગત કવિએ કહ્યુ છે કે:—

કર્ત્તા મટે તો છૂટે કર્મ, એ છે મહા ભજનનો મર્મ,<br>
જો તું જીવ તો કર્ત્તા હરી, જો તું શિવ તો વસ્તુ ખરી.<br>
તુ છો જીવ ને તુ છો નાથ, એમ કહી અખે ઝટકયા હાથ.

૧૯૪૭. વવાણીઆ.

૧૯૦.

કાળ વિષમ આવી ગયો છે. સત્સંગનો જોગ નથી, અને વીતરાગતા વિશેષ છે, એટલે કયાંય સાતું નથી,—અર્થાત્ મન વિશ્રાંતિ પામતું નથી. અનેક પ્રકારની

વિટંબનાએ અમને નથી. તથાપિ નિરંતર સત્સંગ નહીં, એ મોટી વિટંબના છે. કોઈ સંગ ગમતો નથી.

કાર્તક શુદિ ૫, ગુરૂ. ૧૯૪૮

૧૬૨.

"ગમે તેટલી વિપત્તિયો પડે, તથાપિ જ્ઞાનીદ્વારા સાંસારિક ફળની ઇચ્છા કરવી યોગ્ય નથી."

"ઉદય આવેલો અંતરાય સમપરિણામે વેદવા યોગ્ય છે. વિષમપરિણામે વેદવા યોગ્ય નથી."

[પાઠાં૦ તમારી આજીવિકા સંબંધી સ્થિતિ ઘણા વખત થયાં જાણવામાં છે; એ પૂર્વ કર્મનો યોગ છે.]

"યથાર્થ જ્ઞાન જેમને છે એવો પુરૂષ અન્યથા આચરે નહીં;" માટે તમે જે આકુળતાને લઈ ઇચ્છા જણાવી, તે નિવૃત્ત કરવા યોગ્ય છે.

"જ્ઞાની પાસે સાંસારિક વૈભવ હોય તોપણ મુમુક્ષુએ કોઈ પણ પ્રકારે તે ઇચ્છવો યોગ્ય નથી. ઘણુંકરી જ્ઞાની પાસે તેવો વૈભવ હોય છે, તો તે મુમુક્ષુની વિપત્તિ ટાળવા માટે ઉપયોગી થાય છે. પારમાર્થિક વૈભવથી જ્ઞાની, મુમુક્ષુને સાંસારિક ફળ આપવાનું ઇચ્છે નહીં; કારણ કે અકર્તવ્ય તે જ્ઞાની કરે નહીં."

"ધીરજ ન રહે એવા પ્રકારની તમારી સ્થિતિ છે, એમ અમે જાણીએ છીએ, તેમ છતાં ધીરજમાં એક અંશનું પણ ન્યૂનપણું ન થવા દેવું તે, તમને કર્તવ્ય છે; અને એ યથાર્થ બોધ પામવાનો મુખ્ય માર્ગ છે."

[પાઠાં૦ હાલ તો અમારી પાસે એવું કોઈ સાંસારિક સાધન નથી કે તમને તે વાટે ધીરજનું કારણ થઈએ, પણ તેવો પ્રસંગ લક્ષમાં રહે છે; બાકી બીજાં પ્રયત્ન તો કર્તવ્ય નથી.]

"કોઈ પણ પ્રકારે ભવિષ્યનો સાંસારિક વિચાર છોડી, વર્તમાનમાં સમપણે પ્રવર્તવાનો દૃઢ નિશ્ચય કરવો એ, તમને યોગ્ય છે; ભવિષ્યમાં જે થવા યોગ્ય હશે તે થશે,–તે અનિવાર્ય છે, એમ ગણી પરમાર્થ-પુરૂષાર્થ ભણી સન્મુખ થવું યોગ્ય છે."

"ગમે તે પ્રકારે પણ એ લોકલજ્જારૂપ ભયનું સ્થાનક એવું જે ભવિષ્ય, તે વિસ્મરણ કરવા યોગ્ય છે; તેની ચિંતા પછી પરમાર્થનું વિસ્મરણ હોય છે; અને એમ થાય તે મહા આપત્તિરૂપ છે; માટે તે આપત્તિ આવે નહીં, એટલું જ વારંવાર વિચારવા યોગ્ય છે." ઘણો વખત થયાં [પાઠાં૦ આજીવિકા અને] લોકલજ્જાનો ખેદ તમને અંતરમાં ભેળો થયો છે, તે વિષે હવે તો નિર્ભયપણું જ અંગીકાર કરવું યોગ્ય છે. ફરી કહીએ છીએ કે, તે જ કર્તવ્ય છે; યથાર્થ બોધનો એ મુખ્ય માર્ગ છે; એ સ્થળે ભૂલ ખાવી યોગ્ય નથી."

"લજ્જા અને આજીવિકા મિથ્યા છે;

યથાર્થ હશે, તે થશે. તેમાં સમપણું રાખ

માટે નિઃશંકપણે નિરાભિમાની થવું યોગ્ય છે. સમપરિણામે પરિણમવું યોગ્ય છે, અને એ જ અમારો બોધ છે."

"આ જ્યાંસુધી નહીં પરિણમે ત્યાંસુધી યથાર્થ બોધ પણ પરિણમે નહીં."

[સં૦ ૧૯૪૮. સ૦ નિ૦]

૧૯૩.

સંસારકાળથી તે અત્ર ક્ષણ સુધીમાં તમ પ્રત્યે કોઈ પણ પ્રકારનો અવિનય, અભક્તિ, અસત્કાર કે તેવા બીજા અન્ય પ્રકાર સંબંધી કોઈ પણ અપરાધ મન, વચન, કાયાના પરિણામથી થયો હોય તે સર્વ અત્યંત નમ્રપણે, તે સર્વ અપરાધોના અત્યંત લયપરિણામરૂપ આત્મસ્થિતિએ કરી હું સર્વ પ્રકારે ક્ષમાવું છું; અને તે ક્ષમાવવાને યોગ્ય છું. તમને કોઈપણ પ્રકારે તે અપરાધાદિનો અનુપયોગ હોય તોપણ, અત્યંતપણે અમારી તેવી પૂર્વકાળ સંબંધીની કોઈ પ્રકારે પણ સંભાવના જાણી અત્યંતપણે ક્ષમા આપવા યોગ્ય આત્મસ્થિતિ કરવા અત્ર ક્ષણ લઘુત્વપણે વિનંતિ છે.

મુંબઈ, કાર્તિક શુદ ૧૦, ગુરુ, ૧૯૪૮.

૧૯૪.

## (એવું જે) પરમસત્ય તેનું અમે ધ્યાન કરીએ છીએ.

"ભગવતને સર્વ સમર્પણ કર્યા શિવાય આ કાળમાં જીવનું દેહાભિમાન મટવું સંભવતું નથી." માટે અમે સનાતનધર્મરૂપ પરમસત્ય તેનું નિરંતર ધ્યાન કરીએ છીએ. "જે સત્યનું ધ્યાન કરે છે, તે સત્ય હોય છે."

માગશર શુદિ ૨, ગુરુ, ૧૯૪૮.

૧૯૭

## જ્ઞાનીના આત્માને અવલોકીએ છીએ, અને તેમ થઈએ છીએ.

[પાઠા૦ આપની સ્થિતિ લક્ષમાં છે. આપની ઇચ્છા પણ લક્ષમાં છે; ગુરુ અનુગ્રહવાળી વાર્ત્તા લખી તે પણ ખરી છે. કર્મનું ઉદયપણું ભોગવવું પડે તે પણ ખરું છે. આપ અતિશય ખેદ વખતોવખત પામી જાઓ છો, તે પણ જાણીએ છીએ. વિયોગનો તાપ અસહ્ય, આપને રહે છે, તે પણ જાણીએ છીએ. ઘણા પ્રકારે સત્સંગમાં રહેવા જોગ છો, એમ માનીએ છીએ; તથાપિ હાલ તો એમ સહન કરવું યોગ્ય માન્યું છે.]

"ગમે તેવા દેશકાળને વિષે યથાયોગ્ય રહેવું, યથાયોગ્ય રહેવા ઇચ્છયા જ કરવું [પાઠા૦ એ ઉપદેશ છે." મનની ચિંતા લખી જણાવો તોય અમને તમારા ઉપર ખેદ થાય તેમ નથી. જ્ઞાની અન્યથા કરે નહીં, તેમ કરવું તેને સૂઝે નહીં, ત્યાં બીજો ઉપાય ઇચ્છવો પણ નહીં, એમ વિનંતિ છે.]

કોઈ એવા પ્રકારનો ઉદય છે કે, અપૂર્વ વીતરાગતા છતાં વેપાર સંબંધી કંઈક પ્રવર્તન કરી શકીએ છીએ, તેમજ બીજાં પણ ખાવાપીવા વગેરેનાં પ્રવર્તન માંડ-માંડ કરી શકીએ છીએ. મન ક્યાંય વિરામ પામતું નથી; ઘણુંકરીને અત્ર કોઈનો

સમાગમ ઇચ્છતું નથી. કંઈ લખી શકાતું નથી. વધારે પરમાર્થવાક્ય વદવા ઇચ્છા થતી નથી, કોઈએ પૂછેલાં પ્રશ્નોનો ઉત્તર જાણતાં છતાં લખી શકતા નથી; ચિત્તનો પણ ઝાઝો સંગ નથી; આત્મા આત્મભાવે વર્તે છે.

સમયે સમયે અનંતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે, જે ઘણુંકરીને કળવા દેવામાં આવતી નથી,-અથવા કળી શકે તેવાનો પ્રસંગ નથી

આત્માને વિષે સહજ સ્મરણે પ્રાપ્ત થયેલું જ્ઞાન શ્રી વર્દ્ધમાનને વિષે હતું, એમ જણાય છે. પૂર્ણ વીતરાગ જેવો બોધ તે અમને સહેજે સાંભરી આવે છે, એટલે જ ૦ ૦ ૦ અને ૦ ૦ ૦ લખ્યું હતું કે, તમે 'પદાર્થને' સમજો બીજો કોઈ તેમ લખવામાં હેતુ નહોતો.

પોશ શુદ ૭, ગુરુ, ૧૯૪૮, મુંબઈ.

૧૯૯.

અનુક્રમે સંયમ સ્પર્શતોજી, પામ્યો ક્ષાયકભાવ રે,<br>
સંયમ શ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ રે.<br>
દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે,<br>
હિતકરી જનની સંજીવની, ચારો તેહ ચરાવે રે.<br>
દર્શન જે થયા જૂજવાં, તે ઓઘ નજરને ફેરે રે,<br>
દૃષ્ટિ થિરાદિક તેહમાં, સમકિતદૃષ્ટિને હેરે રે.<br>
યોગનાં બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે,<br>
ભાવાચારજ સેવના, ભવ ઉદ્વેગ સુઠામો રે.

પોશ શુદ ૧૩, ૧૯૪૮. —મુનિ શ્રી યશોવિજયજી.

૨૦૩.

(રાગ-પ્રભાતને અનુસરતો)

જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલાધાર નહીં તાસ રંગી,<br>
પર તણો ઈશ નહિ અપર ઐશ્વર્યતા, વસ્તુધર્મે કદા ન પરસંગી;<br>
—દેવચંદ્રજી શ્રી સુમતિનાથનું સ્તવન.

મુંબઈ, સં૦ ૧૯૪૮ ના મહા શુદ ૧૩, બુધ. પ્રમાણ પહોંચે.

૨૦૬.

જબહિ તેં ચેતન વિભાવસોં ઉલટિ આપુ;<br>
સમો પાઈ અપનો સુભાવ ગહિ લીનો હૈ;<br>
તબહિ તેં જો જો લેનજોગ, સો સો લીનો હૈ;<br>
જો જો ત્યાગજોગ, સો સો સબ છોડી દીનો હૈ;<br>
લેવેકો ન રહી ઠોર, ત્યાગિવેકોં નાંહી ઓર,

બાકી કહા ઉખર્યોજી, કારજ નબીનો હૈ;
સગત્યાગી, અંગત્યાગી, વચનતરંગત્યાગી;
મનત્યાગી. બુદ્ધિત્યાગી, આપા શુદ્ધ કીનો હૈ.

કેવી અદ્ભુત દશા?

સં૦ ૧૯૪૮, મહા વદ ૯, સોમ, મુંબઇથી. પ્રણામ પહોંચે.

૨૦૮.

અત્ર સમાધિ છે પૂર્ણજ્ઞાને કરીને યુક્ત એવી જે સમાધિ તે વારંવાર સાંભરે છે. પરમસત્‌નું ધ્યાન કરીએ છીએ. (ઉદાસપણું વર્તે છે.)

મહા વદ ૧૨, રવિ, ૧૯૪૮.

૨૦૯.

લેવેકી ન રહી ઠોર, ત્યાગિબેકી નાંહિ ઓર,
બાકી કહા ઉખર્યો જુ, કારજ નબીનો હૈ?

સ્વરૂપનું ભાન થવાથી પૂર્ણકામપણું પ્રાપ્ત થયુ. એટલે હવે બીજું કોઈ ક્ષેત્ર કંઈ પણ લેવાને માટે રહ્યુ નથી સ્વરૂપનો તો કોઈ કાળે ત્યાગ કરવાને મૂર્ખ પણ ઇચ્છે નહીં; અને જ્યાં કેવળ સ્વરૂપસ્થિતિ છે, ત્યાં તો પછી બીજુ કંઈ રહ્યુ નથી, એટલે ત્યાગવાપણું પણ રહ્યુ નહીં હવે જ્યારે લેવું, દેવું એ બન્ને નિવૃત્ત થઈ ગયું, ત્યારે બીજું કોઈ નવીન કાર્ય કરવાને માટે શુ ઉગર્યું? અર્થાત્ જેમ થવું જોઈએ તેમ થયુ, ત્યાં પછી બીજી લેવાદેવાની જંજાળ કયાથી હોય? એટલે કહે છે કે અહીં પૂર્ણકામતા પ્રાપ્ત થઈ.

સં૦ ૧૯૪૮ ના મહા વદ „ રવિ, મુબઈથી

૨૧૦

શુદ્ધતા વિચારે ધ્યાવે, શુદ્ધતામેં કેલી કરે,
શુદ્ધતામેં થિર વ્હે અમૃત ધારા વરસે —

[સ૦ ૧૯૪૮. સ૦ નિ૦, પાઠા૦ મહા વદ ૧૧, બુધ ]

૨૧૨.

પરિણામમાં અત્યંત ઉદાસીનતા પરિણમ્યા કરે છે; જેમ જેમ તેમ થાય છે, તેમ તેમ પ્રવૃત્તિ પ્રસગ પણ વધ્યા કરે છે. જે પ્રવૃત્તિનો પ્રસગ પ્રાપ્ત થશે, એમ નહીં ધારેલું, તે પણ પ્રાપ્ત થયા કરે છે, અને એથી એમ માનીએ છીએ કે ઉતાવળે પૂર્વે નિબંધન કરેલા એવાં કર્મો નિવૃત્ત થવાને માટે ઉદયમા આવે છે.

ફાગણ શુદ ૧૩, શુક્ર, ૧૯૪૮.

૨૧૩.

[પાઠા૦ અત્ર ભાવસમાધિ તો છે. દ્રવ્યસમાધિ આવવાને માટે પૂર્વ કર્મ નિવૃત્ત થવાં દેવા યોગ્ય છે ]

દુસમકાળનું મોટામાં મોટું ચિહ્ન શું? અથવા દુસમકાળ કયો કહેવાય? અથવા કયા મુખ્ય લક્ષણે તે ઓળખી શકાય? એ જ વિજ્ઞાપન

ફાગણ વદ ૫, શનિ, ૧૯૪૮ વિ૦ બોધબીજ.

૨૧૪

ચાલુ ઉપાધિ ઉદયપણે પ્રવર્તે છે

ફાગણ શુદ ૧૦, શુક્ર, ૧૯૪૮

૨૧૬

પૂર્વકર્મે તરત નિવૃત્ત થાય એમ કરીએ છીએ.✓

ફાગણ વદ ૧૪, ૧૯૪૮

૨૨૦

જ્ઞાનીને સર્વસંગપરિત્યાગ કરવાનો હેતુ શો હશે?

ચૈત્ર શુદ ૭, રવિ, ૧૯૪૮

૨૨૧

આત્મસમાધિપૂર્વક યોગઉપાધિ રહ્યા કરે છે, જે પ્રતિબંધને લીધે હાલ તો કંઈ ઇચ્છિત કરી શકાતું નથી આવા જ હેતુએ કરીને શ્રી ઋષભાદિ જ્ઞાનીઓએ શરીરાદિ પ્રવર્તનાના ભાનનો પણ ત્યાગ કર્યો હતો

મુંબઈ, એપ્રીલ ૪, ૯૨ [સં૦ ૧૯૪૮] સમસ્થિતભાવ.

૨૨૨

સમય માત્ર પણ અપ્રમત્તધારાને નહીં વિસ્મરણ કરતું એવું જે આત્માકાર મન, તે વર્તમાન સમયે ઉદય પ્રમાણે પ્રવૃત્તિ કરે છે, અને જે કોઈ પણ પ્રકારે વર્તાય છે, તેનું કારણ પૂર્વે નિબંધન કરવામાં આવેલો એ ઉદય છે, તે ઉદયને વિષે પ્રીતિ પણ નથી અને અપ્રીતિ પણ નથી, સમતા છે, કરવા યોગ્ય પણ એમ જ છે

મુંબઈ, એપ્રીલ ૮, ૯૨. [સં૦ ૧૯૪૮]

૨૨૩

બાહ્યોપાધિપ્રસંગ વર્તે છે જેમ બને તેમ સદ્વિચારનો પરિચય થાય તેમ કરવા, (ઉપાધિમાં મુંઝાઈ રહેવાથી) યોગ્યપણે ન વર્તાય તે વાત લક્ષમાં રાખવા યોગ્ય જ્ઞાનીઓએ જાણી છે

મુંબઈ, ચૈત્ર શુદ ૯, બુધે, ૧૯૪૮ પ્રણામ.

૨૨૬

[પાઠા૦ સત્સંગ થવાનો પ્રસંગ ઇચ્છીએ છીએ પણ] ઉપાધિયોગનો જે ઉદય તે પણ વેદવા વિના ઉપાય નથી. જગતમાં બીજા પદાર્થો તો અમને કંઈ રુચિના કારણરૂપ નથી જે કંઈ રુચિ રહી છે, તે માત્ર એક 'સત્'નું ધ્યાન કરનારા એવા સંત પ્રત્યે, જેમાં આત્માને વર્ણવ્યો છે એવા 'સત્શાસ્ત્ર' પ્રત્યે, અને પરેચ્છાએ પરમાર્થના નિમિત્ત કારણ એવા 'દાનાદિ' પ્રત્યે રહી છે, આત્મા તો કૃતાર્થ સમજાય છે

ચૈત્ર વદ ૫, રવિ, ૧૯૪૮

૨૨૯.

ભાવસમાધિ છે. બાહ્યઉપાધિ છે; જે ભાવને ગૌણ કરી શકે એવી સ્થિતિની છે; તથાપિ સમાધિ વર્ત્તે છે.

અક્ષયતૃતીયા. ૧૯૪૮.

૨૩૦.

[પાઠા૦ અમે પૂર્ણકામપણાં વિષે લખ્યું હતું; તે એવા આશયથી લખ્યું છે કે] જે પ્રમાણે જ્ઞાનનું પ્રકાશવું છે, તે પ્રમાણે શબ્દાદિ વ્યવહારિક પદાર્થને વિષેથી નિસ્પૃહપણું વર્ત્તે છે. આત્મસુખે કરી પરિતૃપ્તપણું વર્ત્તે છે. "અન્ય સુખની જે ઇચ્છા નહીં થવી, તે પૂર્ણજ્ઞાનનું લક્ષણ છે."

"જ્ઞાની અનિત્ય જીવનમાં નિત્યપણું પ્રાપ્ત કરે છે, એમ જે લખ્યું છે તે, એવા આશયથી લખ્યું છે કે, તેને મૃત્યુને વાટે નિર્ભયપણું વર્ત્તે છે. જેને એમ હોય તેને પછી અનિત્યપણા વિષે રહ્યા છે, એમ કહીએ નહીં તો તે વાત સત્ય છે."

"ખરૂં આત્મભાન થાય છે તેને, 'હું' અન્યભાવનો અકર્ત્તા છું એવો બોધ ઉત્પન્ન થઈ, અહંપ્રત્યયિબુદ્ધિ, તે વિલય પામે છે."

એવું જે આત્મભાન તે વારંવાર ઉજ્વલપણે વર્ત્યા કરે છે, તથાપિ જેમ ઇચ્છિએ તેમ તો નહીં.

૧૯૪૮, વૈશાખ શુદ ૪, શનિવાર. સમાધિરૂપ.

૨૩૬.

ઈશ્વરાદિ સંબંધી જે નિશ્ચય છે, તેને વિષે હાલ વિચારનો ત્યાગ કરી સામાન્ય પ્રકારે 'સમયસાર'નું વાંચન કરવું યોગ્ય છે, અર્થાત્ ઈશ્વરના આશ્રયથી હાલ ધીરજ રહે છે, તે ધીરજ તેના વિકલ્પમાં પડવાથી રહેવી વિકટ છે.

'નિશ્ચય'ને વિષે અકર્ત્તા, 'વ્યવહાર'ને વિષે કર્ત્તા ઇત્યાદિ જે વ્યાખ્યાન 'સમયસાર'ને વિષે છે, તે વિચારવાને યોગ્ય છે, તથાપિ નિવૃત્ત થયા છે જેના બોધસંબંધી દોષ એવા જે જ્ઞાની તે પ્રત્યેથી એ પ્રકાર સમજવા યોગ્ય છે.

સમજવા યોગ્ય તો છે જે ૦ ૦ ૦ સ્વરૂપ, પ્રાપ્ત થયું છે જેને વિષે નિર્વિકલ્પપણું એવા જ્ઞાનીથી, તેના આશ્રયે જીવના દોષ ગલિત થઈ પ્રાપ્ત હોય છે, સમજાય છે.

[પાઠા૦ છ માસ સંપૂર્ણ થયાં જેને પરમાર્થ પ્રત્યે એક પણ વિકલ્પ ઉત્પન્ન થયો નથી એવા શ્રી ૦ ૦ ૦ ને નમસ્કાર છે.]

મુંબઈ, જેઠ શુદ ૧૦, રવિ, ૧૯૪૮.

૨૪૯.

[પાઠા૦ સ્વસ્તિ શ્રી સાયલા ગ્રામ શુભસ્થાને સ્થિત, પરમાર્થના અખંડ નિશ્ચયિ, નિષ્કામ સ્વરૂપ ૦ ૦ ૦ ના વારંવાર સ્મરણરૂપ, મુમુક્ષુ પુરૂષોએ અનન્ય પ્રેમે સેવન કરવા યોગ્ય, પરમસરળ અને શાંતમૂર્ત્તિ એવા શ્રી 'સુભાગ્ય,' તેમના

એક પુરાણપુરુષ અને પુરાણપુરુષની પ્રેમસપત્તિ વિના અમને કઈ ગમતુ નથી, અમને કોઈ પદાર્થમા રુચિ માત્ર રહી નથી, કઈ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી, વ્યવહાર કેમ ચાલે છે એનુ ભાન નથી, જગત્ શું સ્થિતિમા છે તેની સ્મૃતિ રહેતી નથી, કોઈ શત્રુ મિત્રમા ભેદ ભાવ રહ્યો નથી, કોણ શત્રુ છે અને કોણ મિત્ર છે, એની ખબર રખાતી નથી, અમે દેહધારી છીએ કે કેમ તે સભારીએ ત્યારે માડ જાણીએ છીએ, અમારે શું કરવાનુ છે તે કોઈથી કળાય તેવુ નથી, અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્ત્તિયે છીએ, વ્રત, નિયમનો કઈ નિયમ રાખ્યો નથી, જાત ભાતનો કઈ પ્રસગ નથી, અમારાથી વિમુખ જગતમા કોઈ માન્યુ નથી, અમારાથી સન્મુખ એવા સત્સગી નહીં મળતા ખેદ રહે છે, સપત્તિ પૂર્ણ છે એટલે સપત્તિની ઇચ્છા નથી, શબ્દાદિક વિષયો અનુભવ્યા સ્મૃતિમા આવવાથી અથવા ઈશ્વરેચ્છાથી તેની ઇચ્છા રહી નથી, પોતાની ઇચ્છાએ થોડી જ પ્રવૃત્તિ• કરવામા આવે છે, જેમ હરિએ ઇચ્છેલો ક્રમ દોરે તેમ દોરાઈએ છીએ, હૃદય પ્રાયે શૂન્ય જેવુ થઈ ગયુ છે, પાચે ઇંદ્રિયો શૂન્યપણે પ્રવર્ત્તવારૂપ જ રહે છે, નય પ્રમાણ વગેરે શાસ્ત્રભેદ સાભરતા નથી, કઈ વાચતા ચિત્ત સ્થિર રહેતુ નથી, ખાવાની, પીવાની, બેસવાની, સુવાની ચાલવાની અને બોલવાની વૃત્તિયો પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તે છે, મન પોતાને સ્વાધીન છે કે કેમ એવુ યથાયોગ્ય ભાન રહ્યુ નથી

આમ સર્વ પ્રકારે વિચિત્ર એવી ઉદાસીનતા આવવાથી ગમે તેમ વર્ત્તાય છે એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે, એક પ્રકારે તે ઘેલછા કઈ છુપી રાખીયે છીએ, અને જેટલી છુપી રખાય છે, તેટલી હાની છે યોગ્ય વર્ત્તિએ છીએ કે અયોગ્ય એનો કઈ હિસાબ રાખ્યો નથી આદિપુરુષને વિષે અખડપ્રેમ શિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાની આકાક્ષાનો ભગ થઈ ગયો છે આટલુ બધુ છતા મનમાનતી ઉદાસીનતા નથી એમ માનીએ છીએ, અખડપ્રેમખુમારી જેવી પ્રવહવી જોઈએ તેવી પ્રવહતી નથી, એમ જાણીએ છીએ, આમ સ્વાથી તે અખડખુમારી પ્રવહે એમ નિશ્ચયપણે જાણીએ છીએ પણ તે કરવામા કાળ કારણભૂત થઈ પડયો છે, અને એ સર્વનો દોષ અમને છે કે હરિને છે એવો ચોકસ નિશ્ચય કરી શકાતો નથી એટલી બધી ઉદાસીનતા છતા વેપાર કરીએ છીએ લઈએ છીએ દઈએ છીએ લખીએ છીએ, વાચીએ છીએ જાળવીએ છીએ અને ખેદ પામીએ છીએ, વળી હસીએ છીએ જેનુ ઠેકાણુ નથી, એવી અમારી દશા છે, અને તેનુ કારણ માત્ર હરિની સુખદ ઇચ્છા જ્યાસુધી માની નથી, ત્યાસુધી ખેદ મટવો નથી, સમજાય છે, સમજીએ છીએ, સમજશુ, પણ હરિ જ સર્વત્ર કારણરૂપ છે

જે મુનીને આપ સમજાવવા ઇચ્છો છો, તે હાલ જોગ છે, એમ અમે જાણતા નથી અમારી દશા મદજોગને હાલ લાભ કરે તેવી નથી, અમે એવી જજાળ હાલ ઇચ્છતા નથી, રાખી નથી, અને તેઓ બધાનો કેમ વહિવટ ચાલે છે, એનુ સ્મરણે નથી તેમ છતા અમને એ બધાની અનુકપા આવ્યા કરે છે, તેમનાથી અથવા પ્રાણી માત્રથી મનથી ભિન્નભાવ રાખ્યો નથી અને રાખ્યો રહે તેમ નથી

ભક્તિવાળા પુસ્તકો ક્વચિત્- વચિત્ વાંચીએ છીએ પણ જે સઘળું કરીએ છીએ તે ઉપરણા વગરની દશાથી કરીએ છીએ

પ્રભુની પરમ કૃપા છે અમને કોઈથી ભિન્નભાવ રહ્યો નથી, કોઈ વિષે દોષબુદ્ધિ આવતી નથી, મુનિ વિષે અમને કોઈ હલકો વિચાર નથી, પણ હરિની પ્રાપ્તિ ન થાય એવી પ્રવૃત્તિમાં તેઓ પડ્યા છે એનું બીજજ્ઞાન જ તેમનું કલ્યાણ ? એવી એમની અને બીજા ઘણા મુમુક્ષુઓની દશા નથી સિદ્ધાંતજ્ઞાન સાથે જોઈએ, એ સિદ્ધાંતજ્ઞાન અમારા હૃદયને વિષે આવરિતરૂપે પડ્યુ છે હરિ ઇચ્છા હશે તો પ્રગટ થવા દેવાની હશે તો થશે

અમારે દેશ હરિ છે, જાત હરિ છે, કાળ હરિ છે, દેહ હરિ છે, રૂપ હરિ છે, નામ હરિ છે, દિશા હરિ છે, સર્વ હરિ છે, અને તેમ છતાં આમ વહિવટમાં છીએ એ એની ઇચ્છાનું કારણ છે

મુંબઈ, અષાડ શુદ ૧૩, ૧૯૪૭ ॐ શાંતિ શાંતિ શાંતિ

૩૦૮

"જ્ઞાનીપુરુષ પ્રત્યે અભિન્નબુદ્ધિ થાય, એ કલ્યાણનો મોટો નિશ્ચય છે," એવો સર્વે મહાત્મા પુરુષોનો અભિપ્રાય જણાય છે તમે તથા તે અન્ય વેદે જેનો દેહ હાલ વર્તે છે, તે બેય જ્ઞાનીપુરુષપ્રત્યે જેમ અભિન્નતા વિશેષ નિર્મળપણે આવે તે પ્રકારની વાત પ્રસંગોપાત કરો, તે યોગ્ય છે, અને પરસ્પરમાં એટલે તેઓ અને તમે બન્ને નિર્મળહેત વર્તે તેમ પ્રવર્તવામાં બાધ નથી, પણ તે હેત જાત્યંતર થવું યોગ્ય છે જેવું સ્ત્રી-પુરુષને કામાદિ કારણે હેત હોય છે, તેવું હેત નહીં, પણ જ્ઞાનીપુરુષ પ્રત્યે બન્નેનો ભક્તિ રાગ છે, એવું બેય એક ગુરુપ્રત્યેનું શિષ્યપણું જોઈ અને નિરંતર તો સત્સંગ રહ્યા કરે છે એમ જાણી ભાઈ જેવી બુદ્ધિએ તેવે હેતે વર્તાય તે વાત વિશેષ યોગ્ય છે જ્ઞાનીપુરુષપ્રત્યેનો ભિન્નભાવ સાવ ટાળવા યોગ્ય છે

મુંબઈ, આસો શુદ ૧, ભોમ, ૧૯૪૯

૩૧૦

આત્માને સમાધિ થવા માટે—આત્મસ્વરૂપમાં સ્થિતિ માટે—સુધારસ કે જે મુખને વિષે વરસે છે, તે એક અપૂર્વ આધાર છે, માટે કોઈ રીતે તેને બીજજ્ઞાન કહો તો હરકત નથી, માત્ર એટલો ભેદ છે કે તે જ્ઞાન જ્ઞાનીપુરુષ, કે જે તેથી આગળ આત્મા છે, એમ જાણનાર હોવા જોઈએ

"દ્રવ્યથી દ્રવ્ય મળતું નથી, એમ જાણનારને કંઈ કર્તવ્ય કહી શકાય નહીં પણ તે ક્યારે? સ્વદ્રવ્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે યથાવસ્થિત સમજાયે, સ્વદ્રવ્ય સ્વરૂપ પરિણામે પરિણમી અન્યદ્રવ્યપ્રત્યે કેવળ ઉદાસ થઈ, કૃતકૃત્ય થયે કંઈ કર્તવ્ય રહેતું નથી. એમ ઘટે છે, અને એમ જ છે

મુંબઈ, કારતક શુદ ૬, મં ૧૯૫૦

૫૮૮ અ

[આ પત્ર વિભાગ પહેલામાં ગરૂઆતના પૃષ્ઠ ૩૬ મા આપેલ છે —સંશોધક ]

૫૪૫

ચર્માવર્ત્ત ો ચરમ કરણ તથા ભવપરિણતિ પ િપા રે
દોષ ટળે ને દૃષ્ટિ ખુલે ભ ી પ્રાપતિ પ્રવચન વાક રે ૧
પરિચય પાતક ઘાતક સાધુશુ અ કશ ન અપચય ચેત રે
ગ્રથ અ ાત્મ શ્રવણ મનન કરી પરિશીલન નય હેત રે ૨
મુગધ સુગમ કરી સેવન લેખવે સેવન અગમ અનુપ રે
દેજો કદાચિત્ સેવક યાચના આનદઘન રસરૂપ રે ૩

—સવભજિન સ્તવન આનદઘન

ફાગણ વદ  સવત ૧ ૫૫ વવાણીઆ

૫૪૬

उवसत खीणमोहो, मग्गे जिण भासिदेन समुवगदो,
णाणाणु मग्गचारी, निवाण पुरव्वजदि धीरो

દર્શનમોહ ઉપશાત અથવા ક્ષીણ થયો છે જેનો એવો ધીર પુરુષ વીતરાગોએ દર્શાવેલા માર્ગને અ ીકાર કરીને શુદ્ધચૈતન્યસ્વભાવ પરિણામી થઈ મોક્ષપુર પ્રા યે જાય છે

વવાણીઆ ચૈત્ર શુદ ૧ સ૦ ૧૯૫૫

૪/૮૩૧

ॐ

અવિરોધ અને એકતા રહે તેમ કર્ત વ્ય છે અને એ સર્વના ઉપકારનો માર્ગ સમજે છે ભિન્નતા માની લઈ પ્રવૃત્તિ કરવાથી જીવ ઉલટો ચાલે છે અભિન્નતા છે, એકતા છે એમા સહજ સમજવા ફેરથી ભિન્નતા માનો છો એમ તે જીવોને શીખામણ પ્રાપ્ત થાય તો સન્મુખવૃત્તિ થવા યોગ્ય છે જ્યાસુધી અન્યોન્ય એકતા વ્યવહાર રહે ત્યાસુધી સર્વથા કર્ત વ્ય છે

મોહમયિ ક્ષેત્ર કા૦ શુ૦ ૫ (જ્ઞાન પચમી) સ૦ ૧૯૫૫  ॐ

૪/૮૯૫/૧

મોક્ષમાળાના પા૦ અમે માપી માપીને લખ્યા છે ફરી આવૃત્તિ અ ો સુખ ઉપજે તેમ પ્રવર્તો કેટલાક વાક્ય નીચે લીટી દોરી છે તેમ કરવા જરૂર નથી

શ્રોતા–વાચકને બનતાસુધી આપણા અભિપ્રાયે ન દોરવા લક્ષ રાખવું શ્રોતા–વાચકમા પોતાની મેળે અભિપ્રાય ઉગવા દેવો સારાસાર તોલ કરવાનુ વાચનાર–શ્રોતાના પોતાપર છોડી દેવુ આપણે તેમને દોરી તેમને પોતાને ઉગી શકે એવા અભિપ્રાયને થંભી ન દેવો

+

પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાના ૧૦૮ મણકા અત્રે લખાવશું.*

પરમશ્રુત પ્રચારરૂપ એક યોજના ધારી છે તે પ્રચાર થઈ પરમાર્થમાર્ગ પ્રકાશ પામે તેમ થશે.

૧૯૫૬, ભાદ્રપદ વદ—વઢવાણ કૅાંપ.

૪/૮૯૭

શ્રી 'શાંત સુધારસ'નું પણ ફરી વિવેચનરૂપ ભાષાંતર કરવા યોગ્ય છે, તે કરશો.

મુંબઈ, માટુંગા, માગસર, ૧૯૫૭†

૪/૩૪૪.

રવિકે ઉદ્યોત અસ્ત હોત દિન દિન પ્રતિ,
અંજુલીકે જીવન જ્યોં, જીવન ઘટતુ હૈ;
કાલકે ગ્રસત છિન છિન, હોત છીન તન,
આરેકે ચલત માનો કાઠસો કટતુ હૈ;
એતે પરિ મૂરખ ન ખોજે પરમારથકો,
સ્વારથકે હેતુ ભ્રમ ભારત ઠટતુ હૈ;
લગ્યો ફિરે લોગનિસોં, પગ્યો પરિ જોગનિસોં,
વિષૈ રસ ભોગનિસોં, નેકુ ન હટતુ હૈ ૧.
જૈસે મૃગ મત્ત વૃષાદિત્યકી તપતિ માંહી,
તૃષાવંત મૃષાજલ કારણ અટતુ હૈ;
તૈસે ભવવાસી માયાહીસોં હિત માનિ માનિ,
ઠાનિઠાનિ ભ્રમ ભૂમિ નાટક નટતુ હૈ;
આગેકો ઢુકત ધાય પાછે બછરા ચરાય,
જૈસે દૃગહીન નર જેવરી વટતુ હૈ;
તૈસે મૂઢ ચેતન સુકૃત કરતૂતિ કરૈ,
રોવત હસત ફલ ખોવત ખટતુ હૈ ૨

—સમયસાર.

સં૦ ૧૯૪૮. સ નિ.

---

* આ ૧૦૮ મણકા ખંડ ૬, મોક્ષમાળામાં પૃષ્ઠ ૧૬૮ પર 'મોક્ષમાળાના પ્રજ્ઞાવબોધ ભાગની સંકલના' તરીકે આપેલ છે.—સંશોધક.

† આ સંવત ૧૯૫૭ હોવાયોગ્ય નથી; કારણકે શ્રીમદ્‌ની એ અરસામાં મુંબઈ તરફ સ્થિતિ નહોતી.—સંશોધક.

# વ્યાપાર વિષયક અંગત પત્રો.

(૧)

ભાઈ રેવાશંકર જગજીવનની કંપની, શ્રી મુંબઈ

અત્રે ગઈ કાલે આવવું થયું છે તમારું પત્ર મળ્યું છે વાંચી વીગત જાણી છે. તમારી તરફ મવવી ઘેના વાલજીનું રેશમી કપડનું કંઈ કામકાજ આવે* તો બરાબર તપાસીને કરશો ભાઈ અમૃતલાલને જણાવશો તેમને અવકાશ હોય તે વખતે સાથે લઈ ખરીદ કરશો રેશમી ઓઢણીઓ મગાવે તો પોત, પનો, રગ વગેરે બરાબર તપાસીને લેશો બાંધણી ચોખી જોઈને લેશો ભીમજી વનભજીને ત્યા નગ સારા હોય છે, પણ ા ^ પૈસા વધારે પડે છે, અને ભાયતગીએ નામપર જે ખત્રી બેસે છે તેને ત્યાથી આપણે કેટલી વાર લઈએ છીએ તે કઈક મોઘુ લે છે માટે નગ બરાબર તપાસી ભીમજી વનભજીના જેવા તેમની પાસેથી મળે તો લેશો ભીમજી વનભજીનો અને તેનો એક જ ભાવ હોય તો જેના નગ સારા હોય તેના લેજો ઓઢણીમા આના બે આના મોઘા પણ નીકો લેતા અટકે છે એટલુ ધ્યાનમા રાખજો આગીનના અર્ધીઆ મગાવે તે રગ બોજ અગમાટ, કુમાશ સારાના તેને ત્યા ચાલે છે બાર ટી ગાથના તેથી રૂપિને માના પણ સારા માર્કાની આગીન તેને ચાલશે ગ ૨૦ થી ૨૧ ^ જે તેણે ભાવ લખ્યો હાય તે આશરાની લેશો રેશમી અતલસ કઈ રગાવવાની હોય તે ભાઈ અમૃતલાલનુ ધ્યાન પહોંચે ત્યા રગાવશો રગબોજ, કુમાશ ઠીક થાય તેમ રાવગા મધવી ઘના વાલજીએ કહ્યુ ^ આ કપડ મગાવવુ છે, અને તમારી ત્યા હાજરી નથી તેથી બરાબર વખતે નહીં આવે તો ? તેના ઉત્તરમા મેં કહ્યું હતુ ^ કોઈ જાતની અડચણ નહીં આવે ત્યા ગારાથી સારુ કામ થઈ શકશે. ભાઈ અમૃતલાલપર લક્ષ આપીને આ ઉત્તર આપ્યો છે જેથી ભાઈ અમૃતલાલને સાથે લઈ જેમ મગાવનારને સતોષ થાય તેમ કરશો આટલી નાની બાબત વિશેષ રીતે લખી છે તેનુ કારણ એ છે કે રેશમી કપડમા કાઈ ફેરફાર આવે તો માણસના મનમા ઘણુ દુખ લાગે અને કામ બગાબર થશે એમ મેં કહ્યુ હતુ તે ખોટુ કહેના જેવો વખત આવે મોતી સબધી વીગત લખી તે ઠીક છે

---

* આ કપડ મોકલતા શ્રીમદ્‌ની પેઢીને બહુ તો એક બે રુપીઆની હકસાઈ (Commission Charge) મળવાની હતી મોતી જેવા પ્રમત્ત વ્યાપારની ઉપાધિઓ અને આકર્ષણો (Attractions) છતા આવા નિર્જીવ લાભના પ્રસગમા પણ તેઓની કર્તવ્ય બુદ્ધિ કેવી હતી તેનો ખ્યાલ આપવા અર્થે આ પત્ર અત્ર મૂકયો છે —સશોધક મ ન

દુકાન સબંધી કામ ત્યાંમા કંઈ મુઝવણ જેવુ દેખાય તો પાનુ વીરજી તથા ભાઈ અમૃતલાલ વગેરેની મદદથી કામ લેશો

અત્રે સુખવૃત્તિ છે બેન ઝબક તથા બેન મેનાને આશિષ કહેશો આશો શુદમા મુંબાઈ આવવાનો વિચાર રાખ્યો છે, તેવામા માતુશ્રી વગેરે તો આવે એવો વિચાર રાખ્યો છે, તેમ જણાવશો

ત્યા વરતમા મારે આવવાની જરૂર તમને લાગતી હોય તો લખશો એ જ વિનતિ

સાયલા, ભાદરવા વદ ૪, રવિવાર, ૧૯૫૨ લી૦ રાયચંદના પ્રણામ

(૨)

આજે પત્ર મળ્યુ છે *જર્મનનુ પાર્સલ પાછુ આવવા સબધી લખ્યુ તે જાણ્યુ છે સભાગ્યથી તરત અત્રેજ તેનો ભરી દેશો જર્મને ૨૮૨૮પૌંડની હુંડી લખી છે, તે ઉપરથી એમ જણાય છે કે, તેણે રીટર્ન કમીશન ટકા એક લેખે ચડાવ્યુ છે, તે કમીશન ન લેવા માટે આપણને તેણે લખી આપ્યુ છે, જે કાગળ ફાઈલમા છે અઠાવીશ પૌંડ ઓછા ભરી શકાય કે કેમ? તે બનાજી વગેરેને પુછી તજવીજ કરશો વળી, કદી મોહનલાલ મગનલાલ (તેમના એજટ) એમ જણાવે કે જેટલી હુંડી આપી હોય તેની ટકા એક લેખે આડત લે છે, પાનુ આપણે આ વખતે તે આડત આપવાનો ઠરાવ નથી, વેચાત તો આપવી પડત આ વિષે જેઠાલાલને પણ પુછશો તમે તથા નગીનભાઈ પુરી તજવીજ કરશો ઉતાવળમા અઠાવીશ પૌંડ ભરાયા પછી તેની પચાત પડે આવતી કાલે વિગતથી પત્ર લખીશ

વવાણીઆ, સં૦ ૧૯૫૦ના શ્રાવણ વદ ,, લી૦ રાયચંદ.

શાહ રેવાશંકર જગજીવનની કંપની, મુંબઈ

---

* પેરીસમા મોન્ટવર એ જમનના નામની એક ફ્રેંચ પેઢી હતી તના પર લગભગ ૪૧,૦૦૦ રૂા ની કીમ્મતનુ મોતીનુ પાર્સલ મોકલેલ ત્યા પાસ ન વેચાતા પાછુ આવતા તેનુ—પાછા આવનાર પાર્સલોની–હકસાઈ (Return Commission) નહીં લેવાનો શ્રીમદ્ની પેઢી સાથે મો જર્મને ઠરાવ કર્યો તો છતાં તેનો ટકસાઈ ચડાવીને હુંડી લખી મોકલેલી પોતાની પેઢીને તે ઠરાવથી પરિચિત કરવાના હેતુએ શ્રીમદે આ પત્ર લખ્યો છે આખો પત્ર જો કે શ્રીમદ્ની વ્યાપારી માર્ગદર્શક છે, છતાં પણ તેમાના નીચના શબ્દ વિશેષ ધ્યાનને પાત્ર છે—'તે કમિશન ન લેવા માટે આપણને તેણે લખી આપ્યુ છે જે કાગળ ફાઈલમા છે' મી જમશેદજી બનાજી નામના એક સુશીલ પારસી ગૃહસ્થ મુંબઈની મેસર્સ ફરામજી ... કંપનીના એક મેનેજર હતા તેઓ અને શ્રીમદ્ના જતુ પ્રેમાળ પરિચય હતો

—સંશોધક મ. દ.

(૩)

**ભાઈ રેવાશંકર જગજીવનની કંપની પ્રત્યે, શ્રી મુંબઈ**

ગયા પરમ દીવસે ભાઈ મનસુખનુ લખેલુ પત્ર મળ્યુ હતુ કાલે સાંજે તમારુ લખેલુ પત્ર મળ્યુ છે મોતીની માગણીઓ વગેરે લખ્યુ તે વાચ્યુ છે

○ ○ ○

અને હવે પછી જે ખરીદ કરવાના હોય અને વિલાયત ... રતા તે મોંઘી થતી હોય એ વગેરે જેવુ સ્વરૂપ હોય તે જણાવશો તેમજ રેવાશંકરભાઈને પત્ર લખો તેમા રોજ રોજ લેવડ દેવડ થાય અને ખાતમા રકમ હોય તે જણાવશો

જર્મનવાળા પાર્સલનો વગેરેપર હુંડી લખી છે, તેનો અવેજ હાલ ફરામજી સન્સને ત્યા રાખવામા અડચણ નથી અમુક રકમ જમે રખાવી હોય તે જણાવશો

દીવાનખાનામા બે ભાગ પડાવના ભાઈ મનસુખે લખ્યુ, તે ખુલાસો હવે પછી લખીશુ અત્રેથી રવિવારે વિદાય થવાનો વિચાર છે, તેનુ ઠેકાણુ તમને જણાવવાનુ ન બને ત્યાસુધી અત્રેને શીરનામે પત્ર લખશો એ જ વિનતિ

શ્રી સાયલા, ભાદ્રપદ વદી ૯, શુક્ર    **વિ૦ રાયચંદના યથાયોગ્ય**

(૪)*

**ભાઈ શ્રી રેવાશંકર જગજીવનની કંપની પ્રત્યે, તથા ભાઈ શ્રી નગીનભાઈ પ્રત્યે, શ્રી મુંબઈ**

તમારુ લખેલુ પત્ર એક ગઈ કાલે મળ્યુ છે

જેમા નં૦ ૧૭૭ ના વેચાણની તથા તા ૨૪ ૧-૮૯ વગેરેની માગણી લખી તે વાચી છે, તથા સીંગી ભુકા વગેરેની ખરીદ લખી તે જાણી છે તે સીરી ભુકા અ બ

---

* શ્રીમદે પોતાના બાવીસમા વર્ષે—સંવત ૧૯૪૬ ની સાલમા વ્યાપારમા પ્રવેશ કર્યો મોરબી નિવાસી ભાઈ રેવાશંકર જગજીવનના ભાગમા મુંબઈમા આડત અને શરાફી વગેરેનુ કામકાજ પ્રારભ્યુ શ્રીમદ્ની અવધાન અવસ્થામા વડોદરાવાળા ભાઈ માણેકલાલ ઘેલાભાઈ ઝવેરીને શ્રીમદ્નો પરિચય થયો હતો સંવત ૧૯૪૮–૪૯ મા ભાઈ માણેકલાલ દ્વારાએ સુરતવાળા ઝવેરી રાવબહાદુર નગીનચંદ ઝવેરચંદને શ્રીમદ્ના પરિચય થયો પરસ્પર અનુમતિથી શ્રીમદ્, ભાઈ રેવાશકર ભાઈ માણેકલાલ અને ભાઈ નગીનચંદે મોતીનો વ્યાપાર સહચારીપણાપૂર્વક આદર્યો પાછળથી સુરતના કેટલાક ઝવેરીઓ તથા અમદાવાદવાળા ઝવેરી છોટાલાલ નથુભાઈ જોડાયા જે સમયે મોતીનો વ્યાપાર આ મડળીએ શરૂ કર્યો તે સમયમા આ વ્યાપાર આજે જે વિસ્તૃત સ્થિતિએ પહોંચ્યો છે તેવી વિસ્તૃત સ્થિતિએ પહોંચેલો નહોતો તે સમય આ દેશના મોતીના વિસ્તૃત વ્યાપારનો પ્રારભ સમય હતો આ મડળીના વ્યાપારના પ્રારંભ ભાગમા સર્વ સહચારીઓની આર્થિક સ્થિતિ મોતીના જેવા બળવાન વ્યાપારને પહોંચી વળવાના સપૂર્ણ સામર્થ્યવાળી નહોતી આ મડળીના ખરીદી વિભાગમા માલની પસંદગીનો આધાર અનુભવે ભાઈ નગીનચંદપર રહેતો અને આર્થિક નાણા વિષયક કમાન અને વિલાયતના કમિશનનો વ્યવસાય મુખ્યતાએ શ્રીમદ્

લખવુ કારણભૂત નથી, પણ સહેજે ખેદ થયો કે આપણા લોકો કેટલાક લાભના વેપાર પોતે હાથે કરી ધુળધાણી મેળવે છે, જેનો લક્ષ તેમને ન આવી શકે ત્યા શુ કરી શકાય? કાઈ પણ વિચારથી, ધીરજથી, અને ક્રમથી કામ લેવાનુ હોય તો સામાન્ય રીતે લાભનો વેપાર થયા કરે, પણ તેવા એક વૃત્તિરૂપ પરિણામ નહી, અને દોરનારનો હેતુ તેવો નહીં, તેમજ તેને પડખે રહેનાર ઉચા અથવા પરવશ, ત્યા તે સૌને તેનુ સમજાવવાનુ મ્હીએ તો માને નહીં જ્યારે પછી તેવા પ્રસગમા વિચારી વર્તનાનુ ચિત્ત રાખવુ પડે સૌને એ વાત રુચવી મુશ્કેલ આ કઈ વેપાર નહીં કરવાની વાત નથી, પણ ક્રમે કરી વેપાર સારા આકારમા આવી શકે તેની વાત છે ઘણુ કરીને સુદ ૧૦ તમારી તરફ આવવુ થશે એક બીજાના મનને દુ ખ લગાડવા માટે અથવા ચાલતા કામમા વચ્ચે ડોળાણ કરવાના હેતુથી આ૫ર લખ્યુ નથી, પણ હવે પછી આપણે સૌ વેપાર કરીએ છીએ તેમા એક બીજાએ ઉપયોગ રાખ્યો હોય તો આ રસ્તો અતે લાભકારક છે બહુ ઉચા રહેવાનુ કે બહુ ઉચા અભિપ્રાયથી ખરીદી કર્યા કરવાનુ પરિણામ ઘણુકરી વિષમ આવે છે જવલ્લેજ સરખુ આવે છે, અને સ્વાભાવિક બજારને અનુસરી કામ લેવામા આવે, એટલે વિચારથી, ધીરજથી તથા ક્રમથી કામ લેવામા આવે તો તે કામ હમેશ સારા પાયાથી ચાલી શકે છે ધીરજ રાખવા જતા માન મળે જ નહીં એવી કલ્પના આપણા લોકોને સાધારણ રીતે રહે છે તે એક રીતે ઠીક છે, પણ તેથી એવી ધીરજ ત્યાગવી પણ ન જોઈએ – એમને એમ લેવાના ધોમા ઉચા ભાવે ખરીદ જ કર્યા કરવી, અને ક્રમે મોટા ભયમા ઉતરવાનુ થાય તેમ કરવુ આ મારી વાત નગીનભાઈએ કાઈ પણ લક્ષમા જરૂર કરી લેવા યોગ્ય છે એક બીજાને અરસ્પરસનો સબધ છે ત્યા હજાર પાચસેના નુકશાન ઉપર ધ્યાન આપી આ લખ્યુ નથી પણ આપણે સૌને કઈપણ આ વાત ધ્યાનમા રહેતી હોય અને કામ થયા કરતુ હોય તો લાબા વખત સુધી તે કામ ટકે, એવા હેતુથી લખ્યુ છે આ પત્ર નગીનભાઈને આપજો જો તેઓ જણાવે તો તમે વાચી સમજાવશો એ જ વિનતિ

શ્રી ખભાતપાસે, આસો શુદ ૭, બુધ, ૧૮૫૧ **લી૦ રાયચંદના પ્રણામ.**

(૫)*

**ભાઈ શ્રી રેવાશંકર જગજીવનની કંપની પ્રત્યે, શ્રી મુંબઈ**

ગઈ કાલે અત્રેથી પત્ર નગીનભાઈના નામનુ કવર લખી બીડ્યુ હતુ તે પહોંચ્યુ હશે એ કવર અત્રેથી બીડવામા સરતચુક થઈ છે કેમકે તે પત્ર વાચીને તમે બીડી આપ્યુ હોત તો અડચણ જેવુ નહોત મીરીના ભાવ ઘણા સખત છે એથી મને ભય રહે છે કે ગઈ સાલની પેઠે વેઠ કરવા જેવુ થશે, અથવા નુકશાનમા ઉતરવા જેવુ થશે, માટે વિચારીને ધીરજથી કામ લેવા જેવુ છે એ વગેરે ભાવાર્થ તે પત્રમા

* ઉપર આપેલા (૪) આકવાળા પત્રની નોંધ જુઓ—સશોધક મ ર

હુંડી રૂા ૬૪૫૪-૧૦-૪ ની મુદત દિન ૩ ત્રણની આવી તે મુદત આજે પાકતા તેના રૂા ૬૪૫૪-૧૦-૪ નેશનલ બૅંક ઑફ ઇન્ડીયાને ભર્યા

૪૮૩–૮–૮ **શ્રી રંગુનના વેપાર ખાતે ઉધાર.**

૭૮-૩-૧ લંડન પાર્સલ નંબર ૬૦૮ માણેકના બંડલ ૨ નું, પાર્સલ વગર હુંડીએ મોકલેલુ તે પાછુ આવતા ખરાજાતની વિગત —

પૌં ૨-૮-૦ જતા આવતાનો વીમો
૦-૫-૦ પાછા આવવાનો પોસ્ટેજ
૨-૮-૦ પૌંડ ૨૪૦ વેલ્યુ કરેલ તે પ્રમાણે પાછા આવતા આડત ટકા ૧ લેખે

૫-૧-૦ પ્રત ૧-૩-૮ લેખે રૂ ૭૮-૩-૧

૪૭૫૫-૬-૮ લંડન પાર્સલ નંબર ૬૧૩-૧૪ તે રંગુન ખાતે શા મનસુખલાલ સુરજમલના ભાગમા ખરીદેલા મોતીના પાર્સલો તેપર અત્રેથી હુંડી પૌંડ ૩૦૦ ની લખી હતી

પૌં ૩૦૦- ૦ -૦ અત્રેથી હુંડી લખી હતી તે.
૦-૧૦-૮ હુંડી પાકયા પછી દિવસ ૩ ઉપર થયા તેનુ વ્યાજ દર વર્ષે દર સેં કે ટકા ૫ લેખે
૬-૧૧ ૮ ખરાજાત
૧-૧૩- ૪ જતા આવતાનો વીમો
૧- ૩ -૧૧ તાર ખર્ચ તથા પાછા આવતા પોસ્ટેજ
૩-૧ ૬ પાછા આવવાની આડત ૮ ૧ાા લેખે (હુંડીવાળુ પાર્સલ હોવાથી)
૦- ૪ - ૦ બીલ સ્ટૅમ્પનો વગર

૬-૧૧- ૮

૩૦૭-૮-૫

૪૮૩૩-૮-૮

૧૮-૨-૧ લંડન પાર્સલ નંબર ૬૨૦ દાણો ૧ રંગુન ખાતે શા મનસુખલાલ સુરજમલના ભાગમા મોતી ખરીદેલ તેમાનો, તે પર હુંડી લખી નહોતી. ખરાજાતની વિગત —

પૌં. ૦– ૦– ૮ જતાં આવતાંનો વીમો.
૦–૧૯– ૦ તાર તથા પોસ્ટેજ.
૦– ૮– ૦ પૌં ૪૦ નું વેસ્યું કર્યું હતું તે પ્રમાણે
આડત ટકા ૧ લેખે પાછું આવ્યાની.
૧– ૭– ૮ પ્રત ૧–૩–૮ રૂા. ૧૮–૨–૧.

૧૯૦૨–૧૪–૬ ત્રણ ભાગ ખાતે ઉધાર, લંડનથી પાર્સલ નંબર ૬૩૫–૭ પાછાં આવ્યાં તેના રૂા. ભરવા પડ્યા તેની વિગતઃ—

પૌં. ૧૦૦–૦– ૦ અત્રેથી હુંડી લખી હતી તેનાં.
૦–૬–૧૦ હુંડી પાકયા પછી દિ. ૨૫ નું વ્યાજ.
૩–૩– ૭ ખરાજાતઃ
૦–૧૧–૪ જતાં આવતાં વીમો.
૧– ૭–૩ તાર અને પોસ્ટેજ પાછું આવતાં.
૧– ૪–૦ વેચ્યું પૌં ૮૦–૦–૦ પાછાં આવતાં આડત ટકા ૧ લેખે.
૦– ૧–૦ બીલ સ્ટેમ્પનો વટાવ.
૩– ૩–૭

૧૦૩–૧૦–૫ તેના પ્રત ૧–૩–૮ લેખે રૂા ૧૯૦૨–૧૪–૬.
કુલ પૌંડ ૪૧૬–૧૭–૩.

૬૪૫૮–૧૦–૪

વિ૦ રાયચંદ.

(૭)

તમારો કાગળ ૧ આજે મળ્યો તમે ચાંદી મોકલી હશે, ન મોકલી હોય તો મોકલી આપશો. વખતે લોકોએ ત્યાં કોઈ વેપારીને આપવી કરી હશે. કટકામાં કાપ સારો આવે તેમ કરશો

અમારે અવેજની બીલકુલ જરૂર નહીં પડે, માટે તમે અમારે માટે થઈ ચાંદી મોકલતાં અટકશો નહીં. ટાવરની સગવડ હોય તો તે પણ મોકલશો. નવો મેલ આવ્યે ભાવ ઘટવાની વકી રહેતી હોય તો ખમશો. અત્રેથી ગીની મોકલી છે. માટે તમે મોકલશો નહીં

અત્રેથી ઘણુંકરીને આવતી કાલે પાંચથી દશ હજાર રૂા. તમને તારથી મોકલાવીશું.
ઘણુંકરી રવિવાર સુધી અહીં રોકાવું થશે
બપોરે ત્રણ વાગે, મદ્રાસ, જ્યેષ્ઠ વદી ૦, શુક્રવાર, સ૦ ૧૯૫૫.

લી૦ રાયચંદના પ્રણામ.

## (૨)*

બીજા જેઠ સુદ ૯ મંગળ દીનસેથી વ્યાપારમાંથી ભાગનો સબંધ અમે છોડ્યો

---

* આ પત્ર વડોદરાવાળા ઝવેરી શ્રીયુત માણેકલાલ ઘેલાભાઈ પ્રત્યે સંવત્ ૧૯૫૨ ના વર્ષમાં શ્રીમદ્ રાજચંદ્રે લખેલો જણાય છે. સુરત નિવાસી રાવ બહાદુર નગીનચંદ ઝવેરચંદ ઝવેરી અને અમદાવાદ નિવાસી ઝવેરી છોટાલાલ લલુભાઈ આદિ ભાગીદારોની સાથે મોતીના વ્યાપારનો સંબંધ નિવૃત્ત કર્યા પછી શ્રીમદ્‌ની વૃત્તિ વ્યાપારવ્યવસાયથી નિવૃત્તવાની હોઈ તેઓએ એક સમયે અર્થાત્ આ પત્ર લખાયો તે સમયે ભાગીદારીથી નિવૃત્તિ કર્યારૂપ સંકેત કરેલો. આ લેખકની સ્મરણશક્તિ યોગ્ય હોય તો શ્રી રેવાશંકરભાઈ અને આ લેખકને (શ્રીમદ્‌ના ભાઈને) શ્રીમદ્‌ની વ્યાપાર નિવૃત્તિનો સંકેત ખેદજનક હોવાથી તેમજ ભાઈ માણેકલાલનો આગ્રહ પણ તથાપ્રકારનો હતો (જુઓ આ પત્ર પછીનો પત્ર) એ કારણથી શ્રીમદ્‌ને પોતાના સંકેતને પરિત્યાગવો પડયો હતો. જે સમયમાં આ પત્ર લખાયો છે તે સમયમાં શ્રીમદે પોતાનો વ્યાપાર નિવૃત્તિને અંગે વિચારેલો સંકેત ભાઈ માણેકલાલને એવા ઉદ્દેશથી દર્શાવ્યો છે કે, ઝવેરી છોટાલાલ અને ઝવેરી નગીનચંદ આદિ મોતીના વ્યાપારના ભાગીદારોથી હિસાબ સમજી લઈ પછી તેમની અર્થાત્ ભાઈ માણેકલાલની સાથેનો હિસાબ સમજી લઈ પછી ભાઈ રેવાશંકરભાઈની સાથેનો પોતાનો અર્થાત્ શ્રીમદ્‌ના સહચારીપણાના હિસાબ સમજી ભાગીદારીનો સંબંધ નિવૃત્તિને પમાડવો. જે સમયે વ્યાપારનું ફળ જે આર્થિક લાભ—વટાવ—તેની પ્રાપ્તિ થઈ છે તે જ સમયે તેનો ઉપભોગ ન ઇચ્છતાં તે વટાવ નું પોતાનું સ્વામીત્વ છોડી દેવારૂપ વૃત્તિ આ પત્રથી વ્યક્ત થાય છે. તેઓના નીચેના શબ્દો આ વૃત્તિ સૂચવે છે— ત્યાર પછી શ્રી રેવાશંકર તથા અમારા સહચારીપણાનો હિસાબ બાકીવાળી જે કાંઈ રકમ આ નામ પર આવે તે શ્રી મનસુખને નામે શ્રી રેવાશંકરે જમે કરવી અને શ્રી મનસુખની ઇચ્છા તથા તમારી ઇચ્છા અને (શ્રી રેવાશંકરની) ઇચ્છા એ સંપરગ સહચારીપણે રહેવાની હોય તો તમારે સૌએ ઇચ્છાનુસાર કરવું.' આર્થિક લાભ—વટાવ—રૂપમાં આવતાં જ પોતાનું સ્વામીત્વ પોતાના એ ભાઈને સુપ્રત કરી આપવાની બુદ્ધિ થવી એ જગત્—વ્યવહારના સામાન્ય ક્રમ કરતાં કાંઈ વિલક્ષણતા—વિશેષતા—ગણાવા યોગ્ય છે કે નહીં તે વિચારવા અર્થે આ પત્ર અહીં સ્થિર કર્યો છે. એક અવિભક્ત કુટુંબના સભ્ય તરીકે શ્રીમદે પોતાના ભાઈને, દ્રવ્ય સુપ્રત કરવાની બુદ્ધિ કરી ત્યાં બીજી કોઈ વિશેષતાનું સૂચન થાય છે? આ સમયે શ્રીમદ્‌ને એક પુત્રનું હોવાપણું હતું, વ્યવહારશાસ્ત્રની દૃષ્ટિએ રકમ પોતાના ભાઈના નામપર ચઢાવતાં અવિભક્ત કુટુંબના નિયમોનું પાલન થતું હોય છતાં સગીર પુત્રના હિતની નિર્ભયતાને અર્થે ભાઈ અને પુત્રના સંયુક્ત નામપર ચઢાવવાનું જગત—જીવો ઇચ્છે એ વ્યવહારનો દૈનિક અનુભવ છે. વળી, આ સમયે પિતાશ્રીની વિદ્યમાનતા હતી તો અવિભક્ત કુટુંબના નિયમોનું પાલન થાય, સગીર પુત્રનું હિત નિર્ભય રાખતાં ભાઈને પણ ભ્રાતૃભાવ અવિકલ લાગે તેવું થવા અર્થે પિતાશ્રીના નામપર રકમ ચઢાવવાનું ઇચ્છ્યું હોત તો પણ સર્વ પ્રકારે યોગ્ય છતાં, શ્રીમદે પોતાના ભાઈના નામપર રકમ જમે કરવા લખ્યું, તે પ્રસંગો વિચારવાથી શ્રીમદ્ અને તેના ભાઈના પરસ્પરના સંબંધનો અને શ્રીમદ્‌ની દ્રવ્ય સંબંધી વિરક્ત મનોધારણાનો કંઈક ખ્યાલ આવી શકવા યોગ્ય છે.—મનસુખરામ રવજી

દીધો છે તે વાત તમને જણાવવાનો તેવામા જ વિચાર હતો પા૨ ઈ પ્રસગોને લઈને તેમ ક તા વિલબ થયેલ છે

બીજા જેઠ પ્રથમ જે મઈ વ્યાપારાદિ સહચારીપણે ૨ હોય તે નાગ વાળી એમ બીજાએ તે પ્રતિબધ હિત થવુ યો ય છે શ્રી ટોટાલાલ આદિ સાથેના વેપાર પ્રસગમા રહેલો બાળીનો હિસાબ તથા તમારા પ્રસગનો હિસાબ એ તરતમા પ્રથમ નાડી વાળવો યોગ્ય છે ત્યાર પછી શ્રી રેવાશ તથા અમારા હ્હચારીપણાનો હિસાબ માગી વાગી જે ઈર ન આ નામ પર આવે તે ની મનસુખને નામે ની રેવાશમ્રે જમે મ્રી અને શ્રી મનસુખની ઇચ્છા તથા તમારી ઇચ્છા અને તેમની ઇચ્છા અ પગસ સહચારીપણે રહેવાની હોય તો તમારે સૌએ ઇચ્છા નુસાર કરવુ એ પ્ર રે અમારી વિનતિ છે

(૯)

બીજા જેઠ ૨ ગનિએ આપના પ્ર યે લખેલ પત્ર ૦ ૦ ૦

જેમ થા ય આ ય છે તેમ થાવ્યુ આવે અને મને મઈ કઈ પ્રતિબધથી વર્તવાનુ કારણ નથી એવો ભાવાર્થ આપે લખ્યો તે વિષે સંક્ષેપમા જણવા અર્થે નીચે લખુ છુ

જૈનદર્શનની રીતિએ જોતા સમ્યગ્દર્શન અને વેદાન્તની રીતિએ જોતા કેવલજ્ઞાન અમને સભવ છે જૈનના કેવલજ્ઞાનનુ સ્વરૂપ લખ્યુ છે તે જ માત્ર સમજવુ મુશ્કેલ થઈ પડે છે

વળી વર્તમાનમા તે જ્ઞાનનો તેણે જ નિષધ કર્યો છે જેથી તત્સબંધી પ્રયત્ન કરવુ પણ સફળ ન દેખાય

જૈન પ્રસ ગમા અમારો વધારે નિવાસ થયો છે, તો કોઈ પણ પ્ર રે તે માર્ગનો ઉદ્ધાર અમ જેવાને હાથે વિશેષ કરીને થઈ શ કેમ તેનુ સ્વરૂપ વિશેષે કરીને સમજાયુ હોય એ આદિ ૦ ૦ ૦ વર્તમાનમા જૈનદર્શન એટલુ બધુ અ યવસ્થિત અથવા વિપરીત સ્થિતિમા જોવામા આવે છે કે તેમાથી જાણે જિનના ૦ ૦ ૦ છે અને લોકો માગ પ્રરૂપે છે બાહ્ય ક્ગરો બહુ બહુ વધારી દીધો છે, અને અત-માગનુ ઘણુંખરી જ્ઞાન વિચ્છેદ જેવુ થયુ છે વહોળા મા ગમા બસ ચાર વર્ષે કોઈ કોઈ મોગ આચાર્ય થયા દેખાય છે કે, જેથી લાખો માણસને વહોળી રીતિ સનેત થઈ પ્રાપ્ત થઈ હોય વળી સાધારણ રીતે કોઈ કોઈ આચાર્ય અથવા તે માર્ગના જાણનારા પુરુષો થયા કરે છે, અને જૈનમાર્ગમા ઘણા વર્ષો થયા તેવુ બન્યુ દેખાતુ નથી જૈનમા ગમા પ્રજા પણ ઘણી થોડી રહી છે, અને તેમા સેકડો ભેદ વર્તે છે એટલુ જ નહીં પણ મૂળમા ગની સન્મુખની વાત પણ તેમને કાને નથી પ ની અને ઉપદેશકના લક્ષમા નથી એવી સ્થિતિ વર્તે છે તેથી ચિત્તમા એમ આવ્યા કરે છે કે જો તે માગ વધારે પ્રચાર પામે તો તેમ કરવુ નહીં તો તેના વર્તની પ્ર તને મૂળ માર્ગપણે દોરવી

આ કામ ઘણું વિકટ છે. વળી, જૈનમાર્ગ પોતે જ સમજવો તથા સમજાવવો કઠણ છે. સમજાવતાં આટાં કારણ આવીને ઘણાં ઉભાં રહે તેવી સ્થિતિ છે, એટલે તેવી પ્રવૃત્તિ કરતાં ડર લાગે છે. તેની સાથે એમ પણ રહે છે કે, જો આ કાર્ય આ કાળમાં અમારાથી કંઈ પણ બને તો બની શકે; નહીં તો હાલ તો મૂળ–માર્ગ–સન્મુખ થવા માટે બીજાનું પ્રયત્ન કામ આવે તેવું દેખાતું નથી. ઘણુંકરી મૂળ–માર્ગ બીજાનાં લક્ષમાં નથી, તેમ તેવું દૃષ્ટાન્તે ઉપદેશવામાં પરમશ્રુત આદિ ગુણો જોઈએ છીએ, તેમજ અંતરંગ કેટલાક ગુણો જોઈએ છીએ તે અત્ર છે, એવું દૃઢ ભાસે છે.

એ રીતે જો મૂળમાર્ગ પ્રકટતામાં આણવો હોય તો પ્રકટ કરનારે સર્વસંગ-પરિત્યાગ કરવો યોગ્ય; કેમકે તેથી ખરેખરો સમર્થ–ઉપકાર થવાનો વખત આવે. વર્ત્તમાન દશા જોતાં, સત્તાના કાર્યોપર દૃષ્ટિ દેતાં, કેટલાક વખતે પછી તે ઉદયમાં આવવો સંભવે છે. અમને સહજસ્વરૂપેજ્ઞાન છે. જેથી યોગ સાધનની એટલી અપેક્ષા નહીં હોવાથી તેમાં પ્રવૃત્તિ કરી નથી; તેમ તે સર્વસંગપરિત્યાગમાં અથવા વિશુદ્ધદેશ-પરિત્યાગમાં સાધવા યોગ્ય છે. એથી લોકોને ઘણો ઉપકાર થાય છે; જો કે વાસ્તવિક ઉપકારનું કારણ તો આત્મજ્ઞાન વિના બીજું કાંઈ નથી.

હાલ બે વર્ષ સુધી તો તે યોગસાધન વિશેષ કરી ઉદયમાં આવે તેમ દેખાતું નથી. તેથી ત્યાર પછીની કલ્પના કરાય છે, અને ત્રણથી ચાર વર્ષ તે માર્ગમાં ગાળવામાં આવ્યાં હોય તો સર્વસંગ (પરિત્યાગી ?) ઉપદેશકનો વખત આવે; અને લોકોનું શ્રેય થવું હોય તો થાય. નાની વયે માર્ગનો ઉદ્ધાર કરવા સંબંધી જિજ્ઞાસા વર્ત્તતી હતી. ત્યાર પછી જ્ઞાનદશા આવ્યે ક્રમેકરીને તે ઉપશમ જેવી થઈ. પણ કોઈ કોઈ લોકો પરિચયમાં આવેલા તેમને કેટલીક વિશેષતા ભાસવાથી કાંઈક મૂળ-માર્ગપર લક્ષ આપેલો; અને આ બાજુનાં સૈકડો અથવા હજારો માણસો પ્રસંગમાં આવેલા. જેમાંથી કૈક સમજણવાળા તથા ઉપદેશક પ્રત્યે આસ્થાવાળા સોએક માણસો નીકળે. એ ઉપરથી એમ જોવામાં આવ્યું કે, લોકો તરવાના કામી વિશેષ છે, પણ તેમને તેવો યોગ બાઝતો નથી; જો ખરેખર ઉપદેશક પુરૂષોનો જોગ બને તો ઘણા જીવો મૂળમાર્ગ પામે તેવું છે, અને દયા આદિનો વિશેષ ઉદ્યોત થાય એવું છે. એમ દેખાવાથી કાંઈક ચિત્તમાં આવે છે કે, આ કાર્ય કોઈક કરે તો ઘણું સારૂં, પણ દૃષ્ટિ કરતાં તેવો પુરૂષ ધ્યાનમાં આવતો નથી, એટલે કાંઈક લખનાર પ્રત્યે જ દૃષ્ટિ આવે છે. પણ લખનારનો જન્મથી લક્ષ એવો છે કે, એ જેવું એકે જોખમ-વાળું પદ નથી અને પોતાની તે કાર્યની યથાયોગ્યતા જ્યાંસુધી ન વર્ત્તે ત્યાંસુધી તેની ઇચ્છા માત્ર પણ ન કરવી; અને ઘણુંકરી હજુ સુધી તેમ વર્તવામાં આવ્યું છે. માર્ગનું કાંઈપણ સ્વરૂપ કૈકને સમજાવ્યું છે, તથાપિ કોઈને એક વ્રત પચ્ચખાણ આપ્યું નથી, અથવા તમે મારા શિષ્ય છો અને અમે ગુરૂ છીએ એવો ઘણુંકરીને પ્રકાર દર્શિત થયો નથી. કહેવાનો હેતુ એવો છે કે, સર્વસંગપરિત્યાગ થયે તે કાર્યની પ્રવૃત્તિ સહજ સ્વભાવે ઉદયમાં આવે તો કરવી એવી માત્ર કલ્પના છે.

તેનો ખરેખરો આગ્રહ નથી. માત્ર અનુકંપાદિ તથા જ્ઞાનપ્રભાવ વર્તે છે તેથી કયારેક તે વૃત્તિ ઉઠે છે અથવા અલ્પાંશે અંગમાં તે વૃત્તિ છે, તથાપિ સ્વવશ છે એમ વારીએ છીએ. તેમ સર્વસંગપરિત્યાગ આદિ થાય તો હજારો માણસ મૂળ માર્ગને પામે અને હજારો માણસ તે સદ્‌માર્ગને આરાધી સદ્‌ગતિને પામે એમ અમારાથી થવું સંભવે છે. અમારા સંગમાં ત્યાગ કરવાને ઘણા જીવને વૃત્તિ થાય એવો અંગમાં ત્યાગ છે. ધર્મ સ્થાપવાનું માન મોટું છે, તેની સ્પૃહાથી પણ કદાપિ આવી વૃત્તિ રહે, પણ આત્માને ઘણીવાર તાવી જોતાં તે સંભવ હવેની દશામાં ઓછો જ દેખાય છે, અને કંઈક સત્તાગત રહ્યો હશે તો તે ક્ષીણ થશે એમ અવશ્ય ભાસે છે કેમકે યથાયોગ્યતા વિના દેહ છૂટી જાય એવી દૃઢ કલ્પના હોય તો પણ માર્ગ ઉપદેશવો નહીં, એમ આત્મનિશ્ચય નિત્ય વર્તે છે. એક એ બળવાન કારણથી પરિગ્રહાદિ ત્યાગ કરવાનો વિચાર રહ્યા કરે છે. મારા મનમાં એમ રહે છે કે વેદોક્ત ધર્મ પ્રકાશવો અથવા સ્થાપવો હોય તો મારી દશા યથાયોગ્ય છે. પણ જિનોક્ત માર્ગ સ્થાપવો હોય તો હજુ તેટલી યોગ્યતા નથી, તો પણ વિશેષ યોગ્યતા છે, એમ લાગે છે.

હે નાથ! કાં ધર્મોન્નતિ કરવારૂપ ઇચ્છા સહજપણે સમાવેશ પામે તેમ થાઓ, કાં તો તે ઇચ્છા અવશ્ય કાર્યરૂપ થાઓ. અવશ્ય કાર્યરૂપ થવી બહુ દુષ્કર દેખાય છે કેમકે અલ્પ-અલ્પ વાતમાં મતભેદ બહુ છે અને તેનાં મૂળ ઘણાં ઊંડાં ગયેલાં છે. મૂળ માર્ગથી લોકો લાખો ગાઉ દૂર છે. એટલું જ નહીં પણ મૂળ માર્ગની જિજ્ઞાસા તેમને ઉત્પન્ન કરાવવી હોય તો પણ ઘણાકાળનો પરિચય થયે પણ થવી કઠણ પડે એવી તેમની દુરાગ્રહાદિથી જડપ્રધાનદશા વર્તે છે.

° ° °

ઉન્નતિનાં સાધનોની સ્મૃતિ કરું છું
બોધબીજનું સ્વરૂપનિરૂપણ મૂળમાર્ગ પ્રમાણે ઠામ ઠામ થાય
ઠામ ઠામ મતભેદથી કંઈ જ કલ્યાણ નથી એ વાત ફેલાય
પ્રત્યક્ષ સદ્‌ગુરુની આજ્ઞાએ ધર્મ છે એમ વાત લક્ષમાં આવે
દ્રવ્યાનુયોગ—આત્મવિદ્યા પ્રકાશ થાય
ત્યાગ વૈરાગ્યના વિશેષપણાથી સાધુઓ વિચરે
નવતત્ત્વ પ્રકાશ
સાધુધર્મપ્રકાશ
શ્રાવકધર્મપ્રકાશ
વિચાર
ઘણા જીવોની પ્રાપ્તિ *

* આ પત્ર ભાઈ માણેકલાલ ઉપર લખેલું હોય એમ લાગે છે બીજા જેઠ સુદ ૧ ને રોજ સહચારીપદની નિવૃત્તિનો જે પત્ર લખેલો તેના ઉત્તરમાં ભાઈ માણેકલાલે શ્રીમદ્‌ને આદરપૂર્વક લખેલું જણાય છે કે 'શ્રીમદ્ સહચારીપણાથી નિવૃત્ત ન બનો; સહચારી પણું જેમ ચાલ્યું આવે છે તેમ ચાલ્યા આવવા દેવું.' પરંતુ તેઓએ સહચારીનો નિર્ણય ન રાખ્યો. ભાઈ માણેકલાલના આવા ઉત્તરના પ્રત્યુત્તરમાં શ્રીમદે આ પત્ર લખી પોતાના જીવનનું લક્ષ્ય શું છે તે જણાવ્યું હોય એમ લાગે છે. પત્ર પૂર્ણ લખ્યો જણાતો નથી. —સંશોધક મ. ર.

# આભ્યંતરપરિણામઅવલોકન.

## વર્ષ ૨૨ થી ૩૪ પર્યંત.

[આ પહેલાંનાં લેખોમાં શ્રીમદ્‌ના કેટલાક અંગત અભિપ્રાયો આવી જાય છે. તે ઉપરાંત તેમનું આભ્યંતર પરિણામ અવલોકન (Introspection) લખેલ ત્રણ હાથનોંધ (Memo-Books) પ્રાપ્ત થતાં અત્ર મૂકીએ છીએ. આ હાથનોંધમાં સ્વલોચનાથી ઉદ્ભવેલા પૃથક્-પૃથક્ ઉદ્ગારો સ્વઉપયોગાર્થે ક્રમરહિત લખેલા છે. આ હાથનોંધમાં બે વિલાયતના બાંધાની છે, અને એક અહિંના બાંધાની છે. પ્રથમની બેમાંથી એકના પુંઠા ઉપર અંગ્રેજી વર્ષ ૧૮૯૦ નું, અને બીજામાં ૧૮૯૬ નું, 'કેલેન્ડર' છે. અહીંવાળામાં નથી. વિલાયતવાળી બન્નેનાં કદ ઇંચ ૭×૪$\frac{1}{2}$ છે; અને અહીંવાળીનું કદ ઇંચ ૬$\frac{3}{4}$×૪ છે. ૧૮૯૦ વાળીમાં ૧૦૦, ૧૮૯૬ વાળીમાં ૧૧૬, અને ત્રીજી અહીંવાળીમાં ૬૦ પાનાં (Leaves) છે. આ ત્રણેમાં ઘણુંકરી એકે લેખ ક્રમવાર નથી. દૃષ્ટાંત તરીકે, ૧૮૯૦ વાળી હાથનોંધમાં લખવાનો પ્રારંભ બીજા પાના (ત્રીજા પૃષ્ઠ) થી 'સહજ' એ મથાળા નીચેનો લેખ જોતાં થયો જણાય છે. આ પ્રારંભલેખની શૈલી જોતા તે અંગ્રેજી વર્ષ ૧૮૯૦ અથવા વિક્રમ સંવત્ ૧૯૪૬ માં લખાયો હોય એમ સંભવે છે. આ પ્રારંભલેખ બીજા પાના-ત્રીજા પૃષ્ઠ-માં છે; જ્યારે પ્રારંભલેખ લખતી વેળા પહેલુ પૃષ્ઠ મૂકી દીધેલું તે પાછળથી લખ્યુ છે. આ જ રીતે ૫૧ મા પૃષ્ઠમાં સવત્ ૧૯૫૧ ના પોષ માસની મીતિનો લેખ છે. ત્યારપછી ૬૨ મા પૃષ્ઠમાં સંવત્ ૧૯૫૩ ના ફાગણ વદ ૧૨ નો લેખ છે. અને ૯૭ મા પૃષ્ઠમાં સંવત્ ૧૯૫૧ ના મહા શુદ ૭ નો લેખ છે; જ્યારે ૧૩૦ મા પૃષ્ઠમાં જે લેખ છે તે સંવત્ ૧૯૪૭ નો ભાસે છે. કેમકે તે લેખનો વિષય દર્શન-આલોચનારૂપ છે. જે દર્શન-આલોચના સંવત્ ૧૯૪૭ માં સમ્યગ્દર્શન (જુઓ હાથનોંધ પહેલીનો આંક ૩૧-'ઓગણીસેં સુડતાળીસે સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે'-) થવા પૂર્વે

હોવાયોગ્ય છે. વળી ૧૮૯૬ એટલે સંવત્ ૧૯૫૨ વાળી હાથનોંધ લખવી શરુ કર્યા પછી તેમાં જ લખ્યું એમ પણ નથી કેમકે સંવત્ ૧૯૫૨ વાળી નવી હાથનોંધ છતાં ૧૮૯૦ (૧૯૪૬) વાળી હાથનોંધમાં સંવત્ ૧૯૫૩ ના લેખો છે. સંવત્ ૧૯૫૨ (૧૮૯૬) વાળી હાથનોંધ પૂરી થઈરહ્યા પછી ત્રીજી અહીંના બાંધાવાળી વાપરી છે એમ પણ નથી, કેમકે ૧૮૯૬ વાળીમાં ૨૭ પાનાં વાપર્યાં છે; અને ત્યારપછી તમામ કોરાં પડ્યાં છે. અને ત્રીજી અહીંના બાંધાવાળીમાં કેટલાક લેખો છે. જેમ સંવત્ ૧૮૯૬ વાળી મિમોણકમાં સંવત્ ૧૯૫૪ ના જ લેખ છે, તેમ અહીંના બાંધાવાળીમાં પણ છે તેવી જ રીતે ૧૮૯૦ વાળીમાં સંવત્ ૧૯૫૩ ના જ લેખ હશે અને ત્યારપછીના નહીં હોય એમ પણ કહી શકવું શક્ય નથી. તેમ ત્રણે મિમોણકમાં વચવચમાં ઘણાં પાનાંઓ કેવળ કોરાં પડતર છે; અર્થાત્ એમ અનુમાન થાય છે કે, જ્યારે જે મિમોણક હાથ આવી, અને ઉઘાડતાં જે પાનું નીકળ્યું તેમાં ક્વચિત્-ક્વચિત્ સ્વાલોચના પોતાને જ જાણવાને અર્થે લખી વાળેલ છે. જે અંગત લેખો છે તે, અને આ ત્રણે મિમોણક સ્વાલોચના અર્થે છે, તેટલા માટે અમે તેને 'આભ્યન્તરપરિણામઅવલોકન' એવા મથાળા નીચે અત્ર દાખલ કર્યા છે. આ આલોચનામાં કેટલાક તેમની દશા, આત્મજાગૃતિ અને આત્મમંદતા, અનુભવ, સ્વવિચાર અર્થે લખેલાં પ્રશ્નોત્તર, અન્ય જીવોનાં નિર્ણય કરવાના ઉદ્દેશથી લખેલાં પ્રશ્નોત્તર, દર્શનોદ્ધાર યોજનાઓ આદિ સંબંધે અનેક ઉદ્ગારો છે. જેમાં કેટલીક બાંધી લીધેલી ભાષા (સંજ્ઞા) માં છે. જ્યાં જ્યાં બની શક્યું ત્યાં સ્પષ્ટતા કરવા પ્રયત્ન કર્યું છે.—સંશોધક મ. ૨.]

## હાથનોંધ ૧ લી.

૧.[૧] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧.

પ્રત્યેકે પ્રત્યેક પદાર્થનો અત્યંત વિવેક કરી આ જીવને તેનાથી વ્યાવૃત્ત કરવો એમ નિર્ગ્રંથ કહે છે.

શુદ્ધ એવા સ્ફટિકને વિષે અન્ય રંગનું પ્રતિભાસવું થવાથી તેનું જેમ મૂળ સ્વરૂપ લક્ષગત થતું નથી, તેમ શુદ્ધ નિર્મળ એવું આ ચેતન અન્ય

૧. ષડ્દર્શનમાં કહેલ પદાર્થના સ્વરૂપનો શ્રીમદ્નો જ્ઞાનાનુભવ આ વચનો દર્શાવે છે.—સંશોધક મ. ૨.

સંયોગના તાદાત્મ્યવત્ અધ્યાસે પોતાના સ્વરૂપનો લક્ષ પામતું નથી. યત્કિંચિત્ પર્યાયાંતરથી એ જ પ્રકારે જૈન, વેદાંત, સાંખ્ય, યોગાદિ કહે છે.

૨.[૧]

જીવનાં અસ્તિત્વપણાંનો તો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

જીવનાં નિત્યપણાંનો–ત્રિકાળ હોવાપણાંનો–કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

જીવનાં ચૈતન્યપણાંનો–ત્રિકાળ હોવાપણાંનો–કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

તેને કોઈ પણ પ્રકારે બંધ દશા વર્ત્તે છે એ વાતનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

તે બંધની નિવૃત્તિ કોઈ પણ પ્રકારે નિઃસંશય ઘટે છે, એ વાતનો કોઈ કાળે પણ સંશય પ્રાપ્ત નહીં થાય.

મોક્ષપદ છે એ વાતનો કોઈ પણ કાળે સંશય નહીં થાય.

૮૧.[૨] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૨.

જીવનું વ્યાપકપણું, પરિણામપણું, કર્મસબંધ, મોક્ષક્ષેત્ર શા શા પ્રકારે ઘટવા યોગ્ય છે તે વિચાર્યાવિના તથાપ્રકારે સમાધિ ન થાય. ગુણ અને ગુણીનો ભેદ સમજવા યોગ્ય પ્રકારે છે?

જીવનું વ્યાપકપણું, સામાન્યવિશેષાત્મકતા, પરિણામીપણું, લોકાલોકજ્ઞાયકપણું, કર્મસંબંધતા, મોક્ષક્ષેત્ર એ પૂર્વાપર અવિરોધથી શી રીતે સિદ્ધ છે?

એક જ જીવ નામનો પદાર્થ જુદાં જુદા દર્શનો, સંપ્રદાયો અને મતો જુદે જુદે સ્વરૂપે કહે છે. તેનો કર્મસંબંધ અને મોક્ષ પણ જુદે જુદે સ્વરૂપે કહે છે. એથી નિર્ણય કરવો દુર્ઘટ કેમ નથી?

---

૧. આ સદ્ભુત ૭ તત્ત્વોનો શ્રીમદ્નો અચલ નિર્ણય, તેઓના સમ્યગ્દર્શનની પ્રત્યક્ષતાનું પ્રમાણ ગણાય, કેમકે શ્રી સિદ્ધાન્ત આ પ્રકારના નિર્ણયને 'સમ્યગ્દર્શન' કહે છે—સંશોધક. મ ર

૨. તત્ત્વવિચારણારૂપ પ્રશ્નો, તત્વાર્થશ્રદ્ધાન (સંવત ૧૯૪૭) પૂર્વેના જણાય છે—સંશોધક મ ર

૩.[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૩.

## સહજ.

જે પુરુષ આ ગ્રંથમાં સહજ નોંધ કરે છે, તે પુરુષ માટે પ્રથમ સહજ તે જ પુરુષ લખે છે.

તેની હમણાં એવી દશા અંતરંગમાં રહી છે કે કંઈક વિના સર્વ સંસારી ઇચ્છાની પણ તેણે વિસ્મૃતિ કરી નાખી છે.[2]

તે કંઈક પામ્યો પણ છે, અને પૂર્ણનો પરમ મુમુક્ષુ છે. છેલ્લા માર્ગનો નિઃશંક જિજ્ઞાસુ છે.[3]

હમણાં જે આવરણો તેને ઉદય આવ્યાં છે, તે આવરણોથી એને ખેદ નથી, પરંતુ વસ્તુભાવમાં થતી મંદતાનો ખેદ છે.[4]

તે ધર્મની વિધિ, અર્થની વિધિ, કામની વિધિ, અને તેને આધારે મોક્ષની વિધિને પ્રકાશી શકે તેવો છે. ઘણા જ થોડા પુરુષોને પ્રાપ્ત થયો હશે એવો એ કાળનો ક્ષયોપશમી પુરુષ છે.[5]

તેને પોતાની સ્મૃતિ માટે ગર્વ નથી, તર્ક માટે ગર્વ નથી, તેમ તે માટે તેનો પક્ષપાત પણ નથી; તેમ છતાં કંઈક બહાર રાખવું પડે છે તેને માટે ખેદ છે.[6]

---

૧ આ હાથનોંધ (Memo-Book) [illegible] આ [illegible] (Autobiographical) પ્રથમ લેખ છે. આ હાથનોંધ વિ૦ સં૦ ૧૯૪૬ (ઈ૦ સ૦ ૧૮૯૦) ની છે.—[illegible] મ. ૨

૨. આ ઉદ્ગારો એવા પ્રકારનું સૂચન કરે છે કે, શ્રીમદ્‌ની આ સમયની [illegible] એવા પ્રકારમાં વર્તતી હતી કે, તેથી તેઓને વિષે કંઈક [illegible] સર્વ સંસારી ઇચ્છાની વિસ્મૃતિ થઈ હોય.—[illegible] મ. ૨

૩ આ [illegible] પરમ મુમુક્ષુપણું અને નિઃશંક જિજ્ઞાસુપણું [illegible] 'પરમપદ' ([illegible]) [illegible] છે.—[illegible] મ. ૨.

૪ [illegible] આ વચન [illegible] છે [illegible] —[illegible] મ. ૨.

૫ આ [illegible] ક્ષયોપશમ અને [illegible] શ્રીમદ્‌નો [illegible] છે.—[illegible] મ. ૨

૬ આ [illegible] પોતાની સ્મૃતિ અને તર્ક [illegible] શ્રીમદ્‌ે [illegible] —[illegible] મ. ૨

તેનુ અત્યારે એક વિષય વિના બીજા વિષયપ્રતિ ઠેકાણુ નથી તે પુરુષ જો કે તીક્ષ્ણ ઉપયોગવાળો છે, તથાપિ તે તીક્ષ્ણ ઉપયોગ બીજા કોઈ પણ વિષયમા વાપરવા તે પ્રીતિ ધરાવતો નથી [1] [ હાથનોંધ ૧, પૃષ્ઠ ૪

૪ [2] [ હાથનોંધ ૧, પૃષ્ઠ ૯

એકવાર તે સ્વભુવનમા બેઠો હતો જગત્મા કોણ સુખી છે, તે જોઉ તો ખરો પછી આપણે આપણે માટે વિચાર એની એ જિજ્ઞાસા પૂર્ણ કરવા અથવા પોતે તે સગ્રહસ્થાન જોવા ઘણા પુરુષો-(આત્માઓ)-ઘણા પદાર્થો તેની સમીપે આવ્યા

'એમા કોઈ જડ પદાર્થ હતો નહીં' 'કોઈ એકલો આત્મા જોવામા આવ્યો નહીં'

માત્ર કેટલાક દેહધારિયો હતા, જેઓ મારી નિવૃત્તિને માટે આવ્યા હોય એમ તે પુરુષને શકા થઈ

વાયુ, અગ્નિ, કે પાણી, ભૂમિ એ કોઈ કેમ આવ્યુ નથી?

(નેપથ્ય) તેઓ સુખનો વિચાર પણ કરી શકતા નથી દુ ખથી બિચારા પરાધીન છે

બે ઇદ્રિય જીવો કેમ આવ્યા નથી?

(નેપથ્ય) એને માટે પણ એ જ કારણ છે આ ચક્ષુથી જુઓ તેઓ બિચારાને કેટલુ બધુ દુ ખ છે

તેનો કપ-તેનો થરથરાટ-પરાધીનપણુ ઇત્યાદિક જોઈ શકાય તેવુ નહોતુ-તે બહુ દુ ખી હતા [ હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૦

(નેપથ્ય) એ જ ચક્ષુથી હવે તમે આખુ જગત્ જોઈ લ્યો પછી બીજી વાત કરો

---

૧ જો એક જ વિષયપ્રત્યે સતત તીક્ષ્ણ ઉપયોગ અહીં દર્શાવ્યો છે તે વિદેહ તે સ્વરૂપસ્થિતિનો સભવે છે —સશોધક મ ર

૨ આ વિનોદપદ્ધતિમા લખાયેલા લેખમા મોક્ષપદની શ્રેણિરૂપ જિનાગમ પ્રણીત ગુણસ્થાનકનુ સ્વરૂપ દર્શાવતા, અગીઆરમા 'ઉપશાતમોહગુણસ્થાનક'નો અભાવ કહ્યો છે તે પોતાને સબોધીને શ્રીમદે કહ્યો હોય એમ સભવે છે, કેમકે અન્યત્ર પણ એવા પ્રસગો જોવામા આવે છે કે જે ઉપરથી તેઓએ ઉપશાતમોહગુણસ્થાનકનો અભાવ માન્યો હોય એમ ધારી શકાય છે અને અગીઆરમા ગુણસ્થાનકનો અભાવ સમ્યક્ત્વનો પ્રકાર વિચારવામા ઉપયોગી સાધન છે આ લેખ પરથી શ્રીમદ્‌ની સ્થિતિ કયા ગુણસ્થાનકે વર્તતી હતી તે અનુમાની શકાય —સશોધક મ ર

[હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૪
વ્યવસ્થા અમે જેમ માનીએ છીએ તેમ માને છે તે પદની અતરગની તેની અભિલાષા છે પણ તેઓ પ્રયત્ન કરી શકતા નથી, કારણ થોડો વખત સુધી તેમને અતરાય છે

અતરાય શી? કરવા માટે તત્પર થાય એટલે થયુ

વૃદ્ધ –તમે ત્વરા ન કરો તેનુ સમાધાન હમણા જ તમને મળી શકશે–મળી જશે

ઠીક–આપની તે વાતને સમ્મત થઉ છઉ.

વૃદ્ધ –આ '૫'ના અકવાળો–એ કંઈક પ્રયત્ન પણ કરે છે બાકી '૪'ના પ્રમાણે છે

'૬' સર્વ પ્રકારે પ્રયત્ન કરે છે પણ પ્રમત્તદશાથી પ્રયત્નમા મદતા આવી જાય છે

'૭' સર્વ પ્રકારે અપ્રમત્તપ્રયત્નિ છે

'૮–૯–૧૦' તેના કરતા ક્રમે ઉજ્વળ, પણ તે જ જાતિના છે '૧૧'ના અકવાળા પતિત થઈ જાય છે માટે અહીં તેનુ આગમન નથી દર્શન થવા માટે બારમે જ હું–હમણા તે પદને સંપૂર્ણ જોવાનો છુ–પરિપૂર્ણતા પામવાનો છુ આયુષ્યસ્થિતિ પૂરી થયે તમે જોયેલુ પદ–તેમા એક મને પણ જોશો —

પિતાજી –તમે મહાભાગ્ય છો [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૫

આવા અક કેટલા છે?

વૃદ્ધ –ત્રણ અક પ્રથમના તમને અનુકૂળ ન આવે અગિયારમાનુ પણ તેમ જ '૧૩-૧૪' તમારી પાસે આવે એવુ તેમને નિમિત્ત રહ્યુ નથી '૧૩' યત્કિંચિત્ આવે પણ પૂ૦ ક૦ હોય તો તેઓનુ આગમન થાય નહીંતો નહીં ચૌદમાનુ આગમન કારણ માગથી નહીં કારણ નથી

(નેપથ્ય) 'તમે એ સઘળાના અતરમા પ્રવેશ કરો હું સહાયક થઉ છઉ

આવો–૪ થી ૧૧+૧૨ સુધી ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચઢતી લહરીઓ છૂટતી હતી વધુ શુ કહીએ? મને તે બહુ પ્રિય લાગ્યુ, અને એ જ મા૦ પોતાનુ લાગ્યુ

વૃદ્ધે મારા મનોગત ભાવ જાણીને કહ્યુ એ જ તમારો કલ્યાણમાર્ગ હશો તો જાવ, અને આવો તો આ સમુદાય રહ્યો ઊઠીને ભાગી ગયો

(સ્વવિચારભુવન, દ્વાર પ્રથમ )

૫[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૭.

| | |
|---|---|
| કાયાનુ | નિયમિતપણુ. |
| વચનનુ | સ્યાદ્વાદપણુ. |
| મનનુ | ઔદાસીન્યપણુ. |
| આત્માનુ | મુક્તપણુ |

(આ છેલ્લી સમજણ )

૬[2] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૮.

### આત્મસાધન.

દ્રવ્ય-હુ એક છુ, અસગ છુ, સર્વ પરભાવથી મુક્ત છુ
ક્ષેત્ર-અસખ્યાત નિજઅવગાહના પ્રમાણ છુ.
કાળ-અજર, અમર, શાશ્વત છુ સ્વપર્યાયપરિણામી સમયાત્મક છુ.
ભાવ-શુદ્ધ ચૈતન્યમાત્ર નિર્વિકલ્પ દૃષ્ટા છુ

૭[3] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૯.

| | | |
|---|---|---|
| વચન સયમ- | વચન સયમ- | વચન સયમ |
| મનો સયમ- | મનો સયમ- | મનો સયમ |
| કાય સયમ- | કાય સયમ- | કાય સયમ |

કાય સયમ

| | |
|---|---|
| ઇંદ્રિય સક્ષેપતા, | આસન સ્થિરતા |
| ઇંદ્રિય સ્થિરતા, | સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ |

વચન સયમ

| | |
|---|---|
| મૌનતા | સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ |
| વચન સક્ષેપ | વચનગુણાતિશયતા |

મનો સયમ

| | |
|---|---|
| મનો સક્ષેપતા | મન સ્થિરતા |
| આત્મચિંતનતા | ——— |

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ

---

૧ જ્ઞાનક્રમવિચારણા જણાય છે—સશોધક મ ર
૨ શુદ્ધ નયાપેક્ષા આત્મસ્વરૂપનુ અત્ર અવલોકન કર્યું જણાય છે—સશોધક મ ર
૩ યોગસક્ષેપાર્થ સયમગ્રહણ કેવા પ્રકારે કરવો તે સબધીની વિચારણા અત્ર કરી જણાય છે—સશોધક મ ર

ઠીક ત્યારે દર્શન થયુ, આનંદ પામ્યો પણ પાછો ખેદ જન્મ્યો
(નેપથ્ય) હવે ખેદ કા કરો છો ?
મને દર્શન થયુ તે શુ સમ્યક્ હતુ ?
'હા'
સમ્યક્ હોય તો પછી ચન્દ્રવર્ત્યાદિક તે દુ ખી કેમ દેખાય ?
'દુ ખી હોય તે દુ ખી, અને સુખી હોય તે સુખી દેખાય'
ચક્રવર્ત્તિ તો દુ ખી નહીં હોય ?
'જેમ દર્શન થયુ તેમ શ્રધો વિશેષ જોવુ હોય તો ચાલો મારી સાથે'
ચક્રવર્ત્તિના અંત કરણમાં પ્રવેશ કર્યો

અત કરણ જોઈને પેલુ દર્શન સમ્યક્ હતુ એમ મેં માન્યુ તેનુ અત કરણ બહુ દુ ખી હતુ અનત ભયના પર્યાયથી તે થરથરતું હતું કાળ આયુષ્યની દોરીને ગળી જતો હતો હાડ માસમા તેની વૃત્તિ હતી કાકરામા તેની પ્રીતિ હતી ક્રોધ, માનનો તે ઉપાસક હતો બહુ દુ ખ

[હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૧

વારુ આ દેવોનુ દર્શન પણ સમ્યક્ સમજવુ
'નિશ્ચય કરવા માટે ઇંદ્રના અત કરણમા પ્રવેશ કરીએ'
ચાલો ત્યારે—

(તે ઇંદ્રની ભવ્યતાથી ભૂલ ખાધી ) તે પણ પરમ દુ ખી હતો બીચારો ચવીને કોઈ મિલત્સ સ્થળમા જન્મવાનો હતો માટે ખેદ કરતો હતો તેનામા સમ્યક્દૃષ્ટિ નામની દેવી વસી હતી તે તેને એમા વિશ્રાંતિ હતી એ મહાદુ ખ શીવાય તેના બીજા ઘણાય અવ્યક્ત દુ ખ હતા

પણ (નેપથ્ય)—આ જડ એકલા કે આત્મા એકલા જગતમા નથી શુ ?—તેઓએ મારા આમનણને સન્માન આપ્યુ નથી

'જડને જ્ઞાન નહીં હોવાથી તમારુ આમનણ તે બિચારા ક્યાથી સ્વીકારે ? સિદ્ધ (એકાત્મભાવી) તમારુ આમનણ સ્વીકારી શકતા નથી તેની તેમને કઈ દરકાર નથી'

એટલી બધી બેદરકારી ? આમનણને તો માન્ય કરવુ જોઈએ, તમે શુ કહો છો ?

'એને આમત્રણ-અનામત્રણથી કઈ સબધ નથી

[ હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૨.

'તેઓ પરિપૂર્ણ સ્વરૂપસુખમાં વિરાજમાન છે.' એ મને બતાવો. એકદમ-બહુ ત્વરાથી.

'તેનું દર્શન બહુ દુર્લભ છે. લ્યો આ અંજન આંજી દર્શન પ્રવેશ મેળાં કરી જુઓ.'

અહો ! આ બહુ સુખી છે. એને ભય પણ નથી. શોક પણ નથી. હાસ્ય પણ નથી. વૃદ્ધતા નથી. રોગ નથી. આધિએ નથી. વ્યાધિએ નથી. ઉપાધિએ નથી. એ બધુંય નથી. પણ . . . અનંત અનંત સચ્ચિદાનંદ સિદ્ધિથી તેઓ પૂર્ણ છે. આપણને એવા થવું છે.

'ક્રમે કરીને થઈ શકશો.'

તે ક્રમ બ્રમ અહીં ચાલશે નહીં. અહીં તો તુરત તે જ પદ જોઈએ.

'જરા શાંત થાઓ. સમતા રાખો; અને ક્રમને અંગીકાર કરો. નહીંતો તે પદયુક્ત થવું નહીં સંભવે.'

'થવું નહીં સંભવે' એ તમારાં વચન તમે પાછાં લ્યો. ક્રમ ત્વરાથી બતાવો, અને તે પદમાં તુરત મોકલો.

'ઘણા માણસો આવ્યા છે. તેમને અહીં બો—

લાવો. તેમાંથી તમને ક્રમ મળી શકશે.' [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૩.

ઇચ્છયું કે તેઓ આવ્યા;—

તમે મારું આમંત્રણ સ્વીકારી આવ્યા તે માટે તમારો ઉપકાર માનું છઉં. તમે સુખી છો. એ વાત ખરી છે શું ? તમારું પદ શુ સુખવાળુ ગણાય છે એમ ?

'તમારું આમંત્રણ સ્વીકારવું, ન સ્વીકારવું એવું અમને કંઈ બંધન નથી. અમે સુખી છીએ કે દુઃખી તેવું બતાવવાને પણ અમારું અહીં આગમન નથી. અમારાં પદની વ્યાખ્યા કરવા માટે પણ આગમન નથી. તમારાં કલ્યાણને અર્થે અમારું આગમન છે.' એક વૃદ્ધ પુરુષે કહ્યું.

કૃપા કરીને ત્વરાથી કહો, આપ મારું શું કલ્યાણ કરશો તે. અને આવેલા પુરુષોનું ઓળખાણ પાડો.

તેમણે પ્રથમ ઓળખાણ પાડી.,

આ વર્ગમાં ૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૨ એ અંકવાળા મુખ્યે મનુષ્યો છે. તે સઘળાં તમે જે પદને પ્રિય ગણ્યું તેના આરાધક યોગીઓ છે.

૪ થી તે પદ જ સુખરૂપ છે, અને બાકીની જગત—

[હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૪.

વ્યવસ્થા અમે જેમ માનીએ છીએ તેમ માને છે. તે પદની અંતરંગની તેની અભિલાષા છે પણ તેઓ પ્રયત્ન કરી શકતા નથી; કારણ થોડો વખત સુધી તેમને અંતરાય છે.

અંતરાય શી? કરવા માટે તત્પર થાય એટલે થયું.

વૃદ્ધઃ-તમે ત્વરા ન કરો. તેનું સમાધાન હમણા જ તમને મળી શકશે-મળી જશે.

ઠીક-આપની તે વાતને સમ્મત થઉં છઉં.

વૃદ્ધઃ-આ '૫' ના અંકવાળો-એ કંઈક પ્રયત્ન પણ કરે છે. બાકી '૪'ના પ્રમાણે છે.

'૬' સર્વ પ્રકારે પ્રયત્ન કરે છે. પણ પ્રમત્તદશાથી પ્રયત્નમાં મંદતા આવી જાય છે.

'૭' સર્વ પ્રકારે અપ્રમત્તપ્રયત્નિ છે.

'૮-૯-૧૦' તેના કરતાં ક્રમે ઉજ્વળ, પણ તે જ જાતિના છે. '૧૧'ના અંકવાળા પતિત થઈ જાય છે માટે અહીં તેનું આગમન નથી. દર્શન થવા માટે બારમે જ હું-હમણા હું તે પદને સંપૂર્ણ લેવાનો છું-પરિપૂર્ણના પામવાનો છું. આયુષ્યસ્થિતિ પૂરી થયે તમે જોયેલું પદ-તેમાં એક મને પણ જોશો.—

પિતાજીઃ-તમે મહાભાગ્ય છો. [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૫

આવા અંક કેટલા છે?

વૃદ્ધઃ-ત્રણ અંક પ્રથમના તમને અનુકૂળ ન આવે. અગિયારમાનું પણ તેમ જ. '૧૩-૧૪' તમારી પાસે આવે એવું તેમને નિમિત્ત રહ્યું નથી. '૧૩' યત્કિંચિત્ આવે, પણ ૫૦ ક૦ હોય તો તેઓનું આગમન થાય. નહીંતો નહીં. ચૌદમાનું આગમન કારણ માગશો નહીં. કારણ નથી.

(નેપથ્ય)'તમે એ સઘળાંનાં અંતરમાં પ્રવેશ કરો. હું સહાયક થઉં છઉં.'

ચાલ્યો-૪ થી ૧૧+૧૨ સુધી ક્રમે ક્રમે સુખની ઉત્તરોત્તર ચડતી લહરીઓ છૂટતી હતી. વધુ શું કહીએ? મને તે બહુ પ્રિય લાગ્યું; અને એ જ મારું પોતાનું લાગ્યું.

વૃદ્ધે મારા મનોગત ભાવ જાણીને કહ્યું: એ જ તમારી કલ્પવૃક્ષમાં. જાઓ તો ભલે; અને આવો તો આ સમુદાય રહ્યો. ઉઠીને બળી ગયો.

(સ્વવિચારભુવન, દ્વાર પ્રથમ.)

૫.[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૭.

| | |
|---|---|
| કાયાનું | નિયમિતપણું. |
| વચનનું | સ્યાદ્વાદપણું. |
| મનનું | ઔદાસીન્યપણુ. |
| આત્માનું | મુક્તપણું. |

(આ છેલ્લી સમજણ.)

૬.[2] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૮.

**આત્મસાધન.**

દ્રવ્ય–હું એક છું, અસંગ છું, સર્વ પરભાવથી મુક્ત છું.

ક્ષેત્ર–અસંખ્યાત નિજઅવગાહના પ્રમાણ છું.

કાળ–અજર, અમર, શાશ્વત છું. સ્વપર્યાયપરિણામી સમયાત્મક છું.

ભાવ–શુદ્ધ ચૈતન્યમાત્ર નિર્વિકલ્પ દૃષ્ટા છું.

૭[3] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૧૯.

| | | |
|---|---|---|
| વચન સંયમ– | વચન સયમ– | વચન સંયમ. |
| મનો સયમ– | મનો સયમ– | મનો સંયમ. |
| કાય સંયમ– | કાય સંયમ– | કાય સયમ. |

કાય સયમ.

| | |
|---|---|
| ઇંદ્રિય સક્ષેપતા, | આસન સ્થિરતા |
| ઇંદ્રિય સ્થિરતા, | સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ. |

વચન સયમ.

| | |
|---|---|
| મૌનતા. | સઉપયોગ યથાસૂત્ર પ્રવૃત્તિ. |
| વચન સક્ષેપ | વચનગુણાતિશયતા. |

મનો સયમ

| | |
|---|---|
| મનો સક્ષેપતા. | મન સ્થિરતા |
| આત્મચિંતનતા | ——— |

~ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ

---

૧ જીવનક્રમવિચારણા જણાય છે—સશોધક મ ર.

૨ શુદ્ધ નયાપેક્ષા આત્મસ્વરૂપનુ અત્ર અવલોકન કર્યું જણાય છે—સંશોધક મ ર.

૩ યોગસક્ષેપાર્થે સયમગ્રહણ કેવા પ્રકારે કરવો તે સંબંધીની વિચારણા અત્ર કરી જણાય છે—સશોધક મ ર

સયમ કારણ નિમિત્તરૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ

દ્રવ્ય—સયમિત દેહ
ક્ષેત્ર—નિવૃત્તિવાળા ક્ષેત્રે સ્થિતિ-વિહાર.
કાળ—યથાસૂત્ર કાળ
ભાવ—યથાસૂત્ર નિવૃત્તિસાધનવિચાર

૮[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૭૧.

સુખને ઇચ્છતો ન હોય તે નાસ્તિક, કા સિદ્ધ, કા જડ.

૯. [હાથનોંધ ૧, પૃષ્ઠ ૨૫

એ જ સ્થિતિ—એ જ ભાવ અને એ જ સ્વરૂપ[2]

ગમે તો કલ્પના કરી બીજી વાટ લ્યો યથાર્થ જોઈતો હોય તો આ . . લો[3]

વિભગ જ્ઞાન-દર્શન અન્ય દર્શનમા માનવામા આવ્યુ છે એમા મુખ્ય પ્રવર્તકોએ જે ધર્મમાર્ગ બોધ્યો છે, તે સમ્યક્ થવા સ્યાત્ મુદ્રા જોઈએ[4]

સ્યાત્ મુદ્રા તે સ્વરૂપસ્થિત આત્મા છે શ્રુતજ્ઞાનની અપેક્ષાએ સ્વરૂપસ્થિત આત્માએ કહેલી શિક્ષા છે[5]

નાના પ્રકારના નય, નાના પ્રકારના પ્રમાણ, નાના પ્રકારની ભગજાળ, નાના પ્રકારના અનુયોગ એ સઘળાં લક્ષણારૂપ છે લક્ષ એક સચ્ચિદાનંદ છે[6]

દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે કથન, ગમે તે વચન, ગમે તે સ્થળ પ્રાયે અહિતનુ કારણ થતુ નથી[7]

પુનર્જન્મ છે-જરૂર છે—એ માટે હું અનુભવથી હા કહેવામા અચળ છુ[8]

---

૧ આત્મનુખેચ્છારહિત સિદ્ધ, જડ અને નાસ્તિક અવસ્થાઓ હોઈ શકે એમ વિચારી શ્રીમદે એમ વિચાર્યું હોય કે પોતાને વિષે જડ તથા નાસ્તિક અવસ્થાઓનો સભવ નથી ત્યારે જે બાકીની અવસ્થા સિદ્ધપદની રહી તે ભવપરિપક્વતાએ પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ આ વચનોપરથી અનુમાનવાનુ અમે કારણ માનીએ છીએ —સશોધક મ ર

૨, ૩ કોઈ એક સમ્યક્પ્રકારનુ આત્મદર્શન થતા આ ઉદ્ગારો નીકળ્યા હોય એમ ધારી શકાય છે —સશોધક મ. ર

૪, ૫, ૬, ૭ સ્યાત્ મુદ્રા એ જ સ્વરૂપસ્થિતિ છે, એવો શ્રીમદ્નો સ્વાનુભવ દર્શાવતો અખંડ નિર્ણય આ વિચારોપરથી જોઈ શકાશે —સશોધક, મ. ર

૮ પ્રત્યક્ષાનુભવવિના પુનર્જન્મના હોવાપણા માટે આટલો બધો અચળ નિશ્ચય અભિપ્રાય આપી શકાય કે કેમ તે વિચારવા જેવુ છે શ્રીમાન્ મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી પ્રત્યેના જ્યેષ્ઠ સુ. ૪, ૧૯૪૫ ના પત્રમાં જાતિસ્મરણજ્ઞાનનો પ્રસગ લીધો છે તે આ અભિપ્રાયની સાથે રાખી વિચારવાથી વધુ વિશેષ સ્પષ્ટતા થશે.—સશોધક મ ર

આ કાળમાં મારુ જન્મવું માનું તો દુઃખદાયક છે, અને માનું તો સુખદાયક પણ છે.[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૨૬.

એવુ હવે કોઈ વાંચન રહ્યુ નથી કે જે વાંચી જોઈએ છીએ તે પામીએ એ જેના સગમાં રહ્યું છે તે સગની આ કાળમા ન્યૂનતા થઈ પડી છે.[2]

વિકરાળ કાળ! . . . વિકરાળ કર્મ! . . . વિકરાળ આત્મા! . . . જેમ . . પણ એમ . . . . . . . .

હવે ધ્યાન રાખો. એ જ કલ્યાણ.[3]

૧૦. [હાથનોંધ ૧, પૃષ્ઠ ૨૭.

એટલુ જ શોધાય તો બધું પામગો; ખચિત એમા જ છે. મને ચોકસ અનુભવ છે સત્ય કહું છુ. યથાર્થ કહું છુ. નિ શક માનો[4]

એ સ્વરૂપ માટે સહજ સહજ કોઈ સ્થળે લખી વાળ્યુ છે. . . .[5]

૧૧[6] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૨૯.

મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા; ભિન્ન કિયા નિજ દેહ[7]

---

૧ કઈ અપેક્ષાએ શ્રીમદ્દે પોતાનુ આ કાળમા જન્મવુ દુઃખદાયક, અને કઈ અપેક્ષાએ સુખદાયક માન્યુ છે તે નિશ્ચિતપણે કહી શકાતુ નથી જે અનુમાન કરી શકાય તે એટલુ જ કે, ઉત્કૃષ્ટ આત્માવસ્થા માટે આ કાળ સામાન્યપણે વિષમતાવાળો ગણાય, અને તે અપેક્ષાએ આ કાળમા જન્મવુ દુઃખદાયક ગણાય, તેમ વળી, અતિ વિષમતા એ પરમ ઔદાસીન્યભાવ આણવાનુ પ્રબલ સાધન જ્ઞાનીઓએ ગણ્યુ છે, તે અપેક્ષાએ સુખદાયક પણ ગણાય —સશોધક મ ર

૨ માત્ર જ્ઞાનદર્શનસ્વરૂપે આત્મસ્વરૂપ પ્રગટ્યુ હોય, અને ચારિત્રસ્વરૂપે પામવાની પરમ જિજ્ઞાસા હોય અને તેને સહાયક પરમસત્સંગની ન્યૂનતા અનુભવતા આ વચનો જન્મ પામ્યા હોય એમ આ વચનોના પ્રવાહપરથી જણાય છે —સંશોધક મ ર

૩ 'વિકરાળ' શબ્દથી માડી 'એ જ કલ્યાણ' પર્યંતના ઉદ્ગારો કોઈ એક અપૂર્વજાગૃતિનુ નિમિત્ત જણાય છે —સશોધક મ ર

૪ કોઈ પ્રકારના અનુભવની યથાર્થતા, અને સત્યતાની નિશ્ચતા પ્રતીત થતા આ ઉલ્લાસભાવ પ્રકટ્યો લાગે છે —સશોધક મ ર

૫ અમે આ હાથનોંધ વિષેની સૂચનામા એમ જે જણાવ્યું છે કે, હાથનોંધમા ક્રમરહિતપણે અને હાથનોંધ ઉઘાડતા જ્યારે જે પાનુ હાથ આવ્યુ તે પાનામા લખી વાળ્યુ છે એ આ શબ્દોથી પ્રતીતભૂત થશે —સશોધક. મ ર

૬ સમ્યગ્દર્શનના ઉદયના હર્ષમા આ પદો અત્ર મુકાયા લાગે છે —સશોધક મ ર.

૭ આ ચરણ આ હાથનોંધમા નથી, પણ પાછળથી એ બે ચરણ શ્રીમદ્દે પૂરા કરેલા એમ જે ભાઈતરફથી આ ચરણ મળ્યા તેના કહેવા પરથી જણાયુ —સશોધક મ ર.

સમજ પિછેં સબ સરલ હૈ, બિનૂ સમજ મુશકીલ;
યે મુશકીલી ક્યા કહું ? . . . . .
ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
યેહિ બ્રહ્માંડિ બાસના, જબ જાવે તબ . . .
આપ આપકું ભુલ ગયા, ઇનસેં ક્યા અંધેર ?
સમર સમર અબ હસત હૈ, નહિં ભુલેંગે ફેર.[1]
જહાં કલપના-જલપના, તહાં માનું દુખ છાઈ,
[2]ઘટે કલપના-જલપના, તબ વસ્તૂ તિન પાઈ.
ક્યા ઇચ્છત? [3]ખોવત સબૅ, હૈ ઇચ્છા દુઃખ મૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદી ભૂલ.
ઐસી [4]ક્યાંસે મતિ ભઈ, આપ આપ હૈ નાહિં,
આપનકું જબ ભુલ ગયે, અવર કહાંસેં લાઈ.
આપ આપ એ શોધસેં, આપ આપ મિલ જાય;
આપ મિલન નય આપકો; . . . [હાથનોંધ ૧, પૃષ્ઠ ૩૦.

૧૨.[5] [હાથનોંધ, ૧, પૃષ્ઠ ૩૩.

એકવાર તે સ્વભુવનમાં બેઠો હતો . . . પ્રકાશ હતો;-ઝંખાશ હતી.

મંત્રિયે આવીને તેને કહ્યું. આપ શું વિચારણામાં પરિશ્રમ લો છો ? તે યોગ્ય હોય તો આ દીનને દર્શાવી ઉપકૃત કરશો.

૧૩.[6] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૩૫.

હોત આસવા પરિસવા, નહિં ઇનમે સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ; ભૂલ, ગયે ગત એહિ.
રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ;
ઇનમેં સબ મત રહત હૈં, કરતેં નિજ સંભાલ.
જિન સોહી હૈ આતમા; અન્ય હોઈ સો કર્મ;
કર્મ કટે સો જીન બચન, તત્વગ્યાનિકો મર્મ.

---

૧. જુઓ પૃષ્ઠ ૧૯૩ ની ટીપ્પણી ૭—સંશોધક.

[૨. પાઠા૦—ઘટે=મિટે... ૩ ખોવત=ખોવન .. ૪. ક્યાસે=કહાસે.]—સંશોધક.

૫. આ પ્રસંગ સમજી શકાતો નથી.—સંશોધક. મ ર.

૬. જિનપદ એ જ નિજપદ છે, એવો સાક્ષાત્કાર થતાં આ પદ અહીં મૂકાયું જણાય છે.—સંશોધક. મ ર.

જબ જાન્યો નિજરૂપકોં, તબ જાન્યો સબ લોક,
હોત ન્યૂનસેં ન્યૂનતા[1] . .
એહિ દિશાકી મૂઢતા, હૈ નહિં જિનપેં ભાવ,
જિનસેં ભાવ બિનુ કબૂ, નહિં છૂટત દુખદાવ
વ્યવહારસેં દેવ જિન, નિહચેસેં હૈ આપ,
એ હિ બચનસેં સમજ લે, જિનપ્રવચનકી છાપ.
એહિ નહીં હૈ કલ્પના, એહી નહીં વિભગ,
જબ જાગેગે આતમા, તબ લાગેગે રગ

૧૪[2] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૩૭.

અનુભવ

૧૫[3] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૩૯.

એ ત્યાગી પણ નથી, અત્યાગી પણ નથી, એ રાગી પણ નથી. વીત રાગી પણ નથી

પોતાનો ક્રમ નિશ્ચળ કરો તેની ચૌ બાજુ નિવૃત્ત ભૂમિકા રાખો

આ દર્શન થાય છે તે કા વૃથા જાય છે? એનો વિચાર પુન પુન વિચારતા મૂર્છા આવે છે

સતજનોએ પોતાનો ક્રમ મૂક્યો નથી મૂક્યો છે તે પરમ અસમાધિને પામ્યા છે

સતપણુ અતિ અતિ દુર્લભ છે આવ્યા પછી સત મળવા દુર્લભ છે અતપણાની જિજ્ઞાસાવાળા અનેક છે પરતુ સતપણુ દુર્લભ તે દુર્લભ જ છે!

---

૧ હાથનોંધમા તો આ પ્રમાણે પદ અધૂરું છે પણ એક ભાઇ તરફથી એમ ખબર મળ્યા કે એ પદના અનુસધાનમા આ એક લીટી પણ શ્રીમદે અન્ય સ્થળે કહી છે 'જબ જાન્યો નિજરૂપ તો, સબ જાન્યો સો લોક'—સશોધક મ ૨

૨ 'અનુભવ' એટલો જ શબ્દ લખી લખતુ મૂકી દીધુ છે કોઈ પ્રકારનો અનુભવ પ્રસગ પત્રે લખવાની અભિલાષા થઈ હોય —સશોધક મ ૨

૩ સ્ફુરાયમાન આત્મજાગૃતિને ક્રિયાશક્તિ આપવાનો પરમભાવ વર્તતો હશે તે સમયે આ વચનો લખાયા જણાય છે—સશોધક મ ૨

૧૬.[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૪૩.

## પ્રકાશ ભુવન.

ખચિત તે સત્ય છે. એમ જ સ્થિતિ છે. તમે આ ભણી વળો—

તેઓએ રૂપકથી કહ્યું છે. ભિન્ન ભિન્ન પ્રકારે તેથી બોધ થયો છે, અને થાય છે; પરંતુ તે વિલંગરૂપ છે.

આ બોધ સમ્યક્ છે. તથાપિ ઘણો જ સૂક્ષ્મ અને મોહ ટળ્યે ગ્રાહ્ય થાય તેવો છે.

સમ્યક્બોધ પણ પૂર્ણ સ્થિતિમાં રહ્યો નથી. તોપણ જે છે તે યોગ્ય છે.

એ સમજીને હવે ઘટતો માર્ગ લ્યો.

કારણ શોધો મા, ના કહો મા, કલ્પના કરો મા. એમ જ છે.

એ પુરુષ યથાર્થ વક્તા હતો. અયથાર્થ કહેવાનું તેમને કોઈ નિમિત્ત નહોતું.

૧૭.[2] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૪૭.

તે દશા શાથી અવરાઈ? અને તે દશા વર્ધમાન કેમ ન થઈ?

લોકના પ્રસંગથી, માનેચ્છાથી, અજાગૃતપણાથી સ્ત્રિયાદિ પરિષહનો જય ન કરવાથી.

જે ક્રિયાને વિષે જીવને રંગ લાગે છે, તેને ત્યાં જ સ્થિતિ હોય છે, એવો જે જિનનો અભિપ્રાય તે સત્ય છે.

ત્રીશ મહા મોહનીયનાં સ્થાનક શ્રી તીર્થંકરે કહ્યા છે તે સાચાં છે.

અનંતા જ્ઞાનીપુરુષોએ જેનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી, જેના ત્યાગનો એકાંત અભિપ્રાય આપ્યો છે એવો જે કામ તેથી જે મુઝાયા નથી, તે જ પરમાત્મા છે.

૧૮.[3] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૪૯.

કોઈ બ્રહ્મરસના ભોગી, કોઈ બ્રહ્મરસના ભોગી.
જાણે કોઈ વીરલા યોગી, કોઈ બ્રહ્મરસના ભોગી.

---

૧. આ લેખ ક્ષય્યમહલાવ માટે ઉપયોગ અને યથાવદાત્મત્વનો સમ્યક્ પરીક્ષણ અનુભવ સૂચવતો જણાય છે—સંશોધક મ ર

૨. અહીં જે લોકપ્રસંગાદિ કારણો કહ્યા છે તે કારણોએ પોતાપ્રત્યે અમુક પ્રસંગે જય મેળવવાથી, પ્રાપ્ત દશાનું વૃદ્ધિને બદલે અવરાવું થયેલું જોઈ શ્રીમદે વીર્યજાગૃતિ અર્થે નિજદોષો માટે તીવ્ર અભિનિંદન કર્યું જણાય છે.—સંશોધક. મ ર

૩ બ્રહ્મરસના પરમોલ્લાસમાં આ પદની સ્થિતિ અત્ર થઈ સંભવે છે—સંશોધક મ. ર.

૧૯.[1] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૫૧.

૨–૨–૩મા –૧૯૫૧[2]

| | |
|---|---|
| દ્રવ્ય,[3] | એક લક્ષ[4] |
| ક્ષેત્ર,[5] | મોહમયી.[6] |
| કાળ[7] | –મા. વ. ૮–૧[8] |
| ભાવ | ઉદય ભાવ.[9] |

| | | |
|---|---|---|
| દ્રવ્ય– | એક લક્ષ | ઉદાસીન. |
| ક્ષેત્ર– | મોહમયિ | |
| કાળ– | ૮–૧ | • ઇચ્છા. |
| ભાવ– | ઉદયભાવ. | પ્રારબ્ધ. |

૨૦.[10] [હાથનોંધ ૧, પૃષ્ઠ ૫૨.

| | |
|---|---|
| સામાન્ય ચેતન | સામાન્ય ચૈતન્ય |

---

૧ શ્રીમદે પોતાની પરિગ્રહપરિમાણવિચારણા પોતાને જ જાણવા અર્થે ટુંકાક્ષરી ભાષા (સંજ્ઞા)મા આ સ્થળે લખી છે—સંશોધક મ ર

૨ ૨–૨–૩મા–૧૯૫૧=[ ૨=બીજ, ૨=કૃષ્ણપક્ષ, ૩–પોશ, મા=માસ, ૧૯૫૧= સંવત ૧૯૫૧ ]૧૯૫૧ ના પોશ વદ બીજ

૩ દ્રવ્ય=ધન ૪ એક લક્ષ=એક લાખ ૫ ક્ષેત્ર–સ્થાન ૬. મોહમયી=મુબઈ ૭ કાળ=સમય ૮ મા વ ૮–૧=એક વર્ષને આઠ માસ

આ વિચારણા સવત્ ૧૯૫૧ ના પોશ વદ ૨ ને રોજ એમ લખી સભવે છે કે, દ્રવ્ય મર્યાદા એક લાખની કરવી મુબઇમા એક વર્ષને આઠ માસ રહેવુ, આમ વૃત્તિ છતા ઉદયભાવ પ્રમાણે વર્તવુ —સશોધક મ. ર

૯ આને આ વાતને ફરી વિચારી જણાય છે કે, એક લાખ દ્રવ્ય કેવી રીતે પ્રાપ્ત કરવુ ? તો કહે કે, ઉદાસીનપણે મુબઈમા સ્થિતિ કેવી રીતે કરવી ? આ વાતનો ઉત્તર તેઓએ આપ્યો નથી તેથી એમ સૂચવે છે કે, ભાવાભાવરહિતપણે એક વર્ષને આઠ માસની સ્થિતિમા કેવો ભાવ છે ? તો કહે કે ઇચ્છાભાવ ઉદયભાવ તે શુ ? તો કહે કે પ્રારબ્ધ અર્થાત્ પૂર્વ નિષ્પન્ન કર્માનુસાર જે સ્થિતિ વેદવી પડે તે શ્રીમદે વ્યવહારમુક્તતા માટે સવત ૧૯૫૨ પોષ વદ ૨ ને રોજ આ વિચારણા કરી સભવે છે કે, ઉદાસીનભાવવડે એક લાખ રૂપિયાની સ્થિતિ કરવી એક વર્ષને આઠ માસ સુધીની સ્થિતિની ઇચ્છા રાખી, મુબઈમા ભાવાભાવ રહિતપણે રહેવુ, આમ વૃત્તિ છતા પૂર્વ નિષ્પન્ન કર્મના ઉદયાનુસાર જે સ્થિતિ ઉત્પન્ન થાય તે વેદવી—સશોધક મ ર

૧૦ ભિન્ન ભિન્ન દર્શનોનું અવલોકન કરતાં આ સ્વરૂપ સહજ લક્ષાર્થે ટાંકી રાખ્યુ જણાય છે—સશોધક મ ર.

## અન્યત્વભાવના.

(શાર્દૂલવિક્રીડિત)

ના મારા તન રૂપ કાંતિ યુવતિ, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારા ભૃત સ્નેહિયો સ્વજન કે, ના ગોત્ર કે જ્ઞાત ના,
ના મારા ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના,
રે! રે! જીવ વિચાર એમજ સદા, અન્યત્વદા ભાવના

***

(શાર્દૂલવિક્રીડિત)

દેખી આંગળિ આપ એક અડવી, વૈરાગ્ય વેગે ગયા,
છાંડી રાજસમાજને ભરતજી, કૈવલ્યજ્ઞાની થયા,
ચોથુ ચિત્ર પવિત્ર એજ ચરિતે, પામ્યુ અહીં પૂર્ણતા,
જ્ઞાનીના મન તેજ રંજન કરો, વૈરાગ્યભાવે યથા

***

## અશુચિભાવના.

(ગીતિવૃત)

ખાણ મૂત્રને મળની, રોગ જરાનુ નિવાસનુ ધામ,
કાયા એવી ગણીને, માન ત્યજીને કર સાર્થક આમ

***

## નિવૃત્તિબોધ.

(હરિગીત છંદ)

અનંત સૌખ્ય નામ દુ ખ ત્યા રહી ન મિત્રતા!
અનંત દુ ખ નામ સૌખ્ય પ્રેમ ત્યા વિચિત્રતા!
ઉઘાડ ન્યાય નેત્રને નિહાળ રે! નિહાળ તુ,
નિવૃત્તિ શિઘ્રમેવ ધારિ તે પ્રવૃત્તિ બાળ તુ

***

## ભાવના.

(દોહરા)

જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જહા વિચાર,
એ ભાવે શુભ ભાવના તે ઉતરે ભવપાર

[૧૬ સ૦ ૧૯૪૧ સનિ.

***

જ્ઞાની કે અજ્ઞાનીજન, સુખ દુઃખ રહિત ન કોઈ;
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.

***

મંત્ર તંત્ર ઔષધ નહીં, જેથી પાપ પલાય;
વીતરાગ વાણી વિના, અવર ન કોઈ ઉપાય.

***

જન્મ જરા ને મૃત્યુ, મુખ્ય દુઃખના હેતુ;
કારણ તેનાં બે કહ્યાં, રાગ-દ્વેષ અણ-હેતુ.

***

વચનામૃત વીતરાગનાં, પરમ શાંતરસ મૂળ;
ઔષધ જે ભવ રોગનાં, કાયરને પ્રતિકૂળ.

[૪/૮૩૬.

***

અંગત-ઉદ્ગારો.

સુખકી સહેલી હે, અકેલી ઉદાસીનતા;
અધ્યાત્મની જનની તે ઉદાસીનતા.

***

લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;
એજ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ? ૧.
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવ શંકા શી ત્યાંય? ૨.
જેમ જેમ મતિ અલ્પતા, અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવશંકના, અપાત્ર અંતર જ્યોત. ૩.
કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ વિચાર;
પણ અસ્તિ તે સૂચવે, એજ ખરો નિર્ધાર. ૪.
આ ભવ વણ ભવ છે નહીં, એજ તર્ક અનુકૂળ;
વિચારનાં પામી ગયા, આત્મધર્મનું મૂળ. ૫

[૧૯. સં૦ ૧૯૪૩. સ નિ

***

## ભિન્ન ભિન્ન મત.

જગતમાં ભિન્ન ભિન્ન દર્શન જોવામાં
આવે છે તે દૃષ્ટિ ભેદ છે.

ભિન્ન ભિન્ન મત દેખીયે, ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ. ૧.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ. ૨.
પ્રથમ આત્મસિદ્ધિ થવા, કરીએ જ્ઞાન વિચાર;
અનુભવિ ગુરુને સેવિયે, બુધજનનો નિર્ધાર. ૩.
ક્ષણ ક્ષણ જે અસ્થિરતા, અને વિભાવિક મોહ;
તે જેનામાંથી ગયા, તે અનુભવિ ગુરુ જોય. ૪.
બાહ્ય તેમ અભ્યંતરે, ગ્રંથ ગ્રંથિ નહીં હોય;
પરમ પુરુષ તેને કહો, સરળ દૃષ્ટિથી જોય. ૫.

[૬૨. સં૦ ૧૯૪૬. સ.નિ.

**

## લોકાલોક રહસ્ય.

(ચોપાઈ)

લોક પુરુષ સંસ્થાને કહ્યો, એનો ભેદ તમે કંઈ લહ્યો?
એનું કારણ સમજ્યા કાંઈ, કે સમજાવ્યાની ચતુરાઈ? ૧.
શરીર પરથી એ ઉપદેશ, જ્ઞાન દર્શન કે ઉદ્દેશ;
જેમ જણાવો સુણિયે તેમ, કાં તો લઈએ દઈએ ક્ષેમ. ૨.

***

શું કરવાથી પોતે સુખી? શું કરવાથી પોતે દુઃખી?
પોતે શુ? ક્યાંથી છે આપ? એનો માગો શીઘ્ર જવાપ. ૧.

***

જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ જ્ઞાન તહાં શંકા નહિ સ્થાપ;
પ્રભુ ભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન, પ્રભુ મેળવવા ગુરુ ભગવાન. ૧.
ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય, તે ઉપજવા પૂર્વિત ભાગ્ય;
તેમ નહીં તો કંઈ સત્સંગ, તેમ નહીં તો કંઈ દુઃખરંગ. ૨.

***

જે ગાયો તે સઘળે એક, સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી. ૧.

મૂળ સ્થિતિ જો પૂછો મને, તો સોંપી દઉં યોગી કને;
પ્રથમ અંતને મધ્યે એક, લોકરૂપ અલોકે દેખ. ૨.
જીવાજીવ સ્થિતિને જોઈ, ટળ્યો ઓરતો શંકા ખોઈ;
એમજ સ્થિતિ ત્યાં નહીં ઉપાય, ઉપાય કાં નહીં શંકા જાય. ૩.
એ આશ્ચર્ય જાણે તે જાણ, જાણે જ્યારે પ્રગટે ભાણ;
સમજે બંધમુક્તિયુત જીવ, નિરખી ટાળે શોક સદીવ. ૪.
બંધયુક્ત જીવ કર્મ સહિત, પુદ્ગલ રચના કર્મ ખચીત;
પુદ્ગલજ્ઞાન પ્રથમ લે જાણ, નર દેહે પછી પામે ધ્યાન. ૫.
જો કે પુદ્ગલનો એ દેહ, તોપણ ઓર સ્થિતિ ત્યાં છેહ;
સમજણ બીજી પછી કહીશ, જ્યારે ચિત્તે સ્થિર થઈશ. ૬.

**

જહાં રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો ક્લેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સકળ દુઃખનો છે ત્યાં નાશ. ૧.
સર્વ કાલનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા. ૨.
[ ૬૯. ફાગણ વદ ૧. સં. ૧૯૪૬.

**

## અંગત ઉદ્ગારો.

આજ મને ઉછરંગ અનુપમ, જન્મકૃતાર્થ જોગ જણાયો;
વાસ્તવ્ય વસ્તુ, વિવેક વિવેચક, તે ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો.
[ પૃ. ૨૬૮. વૈશાખ વદ ૪ ગુરુ, સં. ૧૯૪૬.

**

## "હોત આસવા પરિસવા."

હોત આસવા પરિસવા, નહિ ઇનમેં સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ ગયે ગત એહિ.
રચના જિનઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ;
ઇનમેં સબ મત રહત હૈ, કરતે નિજ સંભાલ.
જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ;
કર્મ કટે સો જિન બચન, તત્ત્વજ્ઞાનિકો મર્મ.
જબ જાન્યો નિજરૂપકો, તબ જાન્યો સબ લોક;

[1]હોત ન્યૂનસેં ન્યૂનતા . . . . . . . . .
એહિ દિશાકી મૂઢતા, હૈ નહિ જિનપેં ભાવ;
જિનસેં ભાવ બિનુ કબૂ, નહિ છૂટત દુઃખદાવ.
વ્યવહારસેં દેવ જિન, નિહચેસેં હૈ આપ;
એહિ બચનસેં સમજ લે, જિનપ્રવચનકી છાપ.
એહિ નહીં હૈ કલ્પના, યેહી નહીં વિભંગ;
જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ.

[હાથનોંધ ૧/૧૩.

"મારગ સાચા મિલ ગયા."

મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા, [2]. . . . .
સમજ પિછે સબ સરલ હૈ, બિનૂ સમજ મુશકીલ;
યે મુશકીલી ક્યા કહું? . . . . .
ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
યેહિ બ્રહ્માંડિ બાસના, જબ જાવે તબ. . . .
આપ આપકું ભુલ ગયા, ઇનસેં ક્યા અંધેર!
સમર સમર અબ હસત હૈ, [3]. . . . .
જહાં કલપના જલપના, તહાં માનું દુઃખ છાંઈ;
મિટે કલપના જલપના, તબ વસ્તુ તિન પાઈ.
[4]ક્યા ઇચ્છત ખોવત સબૈ, હૈ ઇચ્છા દુઃખ મૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ.
ઐસી કહાંસે મતિ ભઈ, આપ આપ હૈ નાહીં;
આપનકું જબ ભૂલ ગયે, અવર કહાંસેં લાઈ.
આપ આપ એ શોધસેં, આપ આપ મિલ જાય;
આપ મિલન નય બાપકો, . . . . .

હાથનોંધ ૧/૧૧.

૧ પાઠાં૦ 'નહિ જાન્યો નિજરૂપકો સબ જાન્યો સો ફોક'
૨ પાઠાં૦ 'ભિન્ન કિયા નિજ દેહ.' ૩ પાઠાં૦ 'નહીં ભૂલેંગે ફેર' ૪ પાઠાં૦ 'હે જીવ કયા ઇચ્છત હવે,'

પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્ગુરુ પાય,
દીઠા નહીં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૮.
અધમાધમ અધિકો પતિત, સકળ જગત્માં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯.
પડી પડી તુજ પદપંકજે, ફરિફરિ માગું એજ;
સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ. ૨૦.
[૧૭૦. ભાદરવા શુદ ૮, ૧૯૪૭.



## શ્રી સદ્ગુરુકૃપા માહાત્મ્ય.

બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત;
સેવે સદ્ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત્. ૧.
બુઝી ચહત જો પ્યાસકો, હૈ બુઝનકી રીત;
પાવે નહિ ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત. ૨.
એહિ નહીં હૈ કલ્પના, એહિ નહીં વિભંગ.
કયિ નર પંચમકાળમેં, દેખી વસ્તુ અભંગ. ૩.
નહીં દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસેં ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ. ૪.
જપ તપ ઔર વ્રતાદિ સબ, તહાં લગી ભ્રમરૂપ;
જહાં લગી નહિ સતકી, પાઈ કૃપા અનૂપ. ૫.
પાયાકી એ બાત હૈ, નિજ છંદનકો છોડ;
પિછે લાગ સત્પુરુષકે, તો સબ બંધન તોડ. ૬.
[૧૭૨. સં૦ ૧૯૪૭. સ.નિ.

## જીવનું કર્ત્તવ્ય.

મનપૌન નિરોધ સ્વબોધ કિયો, હઠજોગ પ્રયોગ સુતાર ભયો,
જપ ભેદ જપે તપ ત્યાહિ તપે, ઉરસેંહિ ઉદાસિ લહી સબપેં   ૨.
સબ શાસ્ત્રન કે નય ધારિ હિયે, મત મંડન ખંડન ભેદ લિયે,
વહ સાધન બાર અનંત કિયો, તદપી કછુ હાથ હજૂ ન પર્યો   ૩
અબ ક્યોં ન બિચારત હૈ મનસેં કછુ ઔર રહા ઉન સાધનસેં,
બિન સદ્ગુરુ કોય ન ભેદ લહે, મુખ આગલ હૈ કહ બાત કહે?   ૪
કરુના હમ પાવત હૈ તુમકી, વહ બાત રહી સુગુરુ ગમકી,
પલમેં પ્રગટે મુખ આગલસેં, જબ સદ્ગુરુચર્નસુ પ્રેમ બસે   ૫
તનસેં, મનસેં, ધનસેં સબસેં, ગુરુદેવકિ આન સ્વઆત્મ બસેં,
તબ કારજ સિદ્ધ બને અપનો, રસ અમૃત પાવહિ પ્રેમ ઘનો   ૬
વહ સત્ય સુધા દરશાવહિંગે, ચતુરાંગુલ હે દૃગસે મિલહે,
રસદેવ નિરંજનકો પિવહી, ગહિ જોગ જુગોજુગ સો જિવહી.   ૭
પર પ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં, સબ આગમ ભેદ સુઉર બસે
વહ કેવલકો બિજ ગ્યાનિ કહે, નિજકો અનુભૌ બતલાઈ દિયે   ૮
[૧૭૧ મ૦ ૧૮૪૭, ભાદરવા શુ૦ ૮

***

## જડ–ચેતન–સ્વભાવ.

જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ,
કોઈ કોઈ પલટે નહીં છોડી આપ સ્વભાવ   ૧
જડ તે જડ ત્રણ કાળમા, ચેતન ચેતન તેમ,
પ્રગટ અનુભવરૂપ છે, સશય તેમા કેમ?   ૨
જો જડ ત્રણ કાળમા, ચેતન ચેતન હોય
બધ મોક્ષ તો નહીં ઘટે નિવૃત્તિ પ્રવૃત્તિ ન્હોય   ૩
બધ મોક્ષ સયોગથી, જ્યા લગ આત્મ અભાન,
પણ નહિ ત્યાગ સ્વભાવનો ભાખે જિન ભગવાન   ૪
વર્તે બધ પ્રસગમા, તે નિજપદ અજ્ઞાન
પણ જડતા નહિ આત્મને એ સિદ્ધાત પ્રમાણ   ૫
ગ્રહે અરૂપી રૂપીને, એ અચરજની વાત
જીવ બંધન જાણે નહીં, કેવો જિનસિદ્ધાત   ૬.

## સદ્‌ગુરુસ્તુતિ.

બીજાં સાધન બહુ કર્યાં, કરી કલ્પના આપ,
અથવા અસદ્‌ગુરુ થકી, ઉલટો વધ્યો ઉતાપ.

[૪૬૫ સં૦ ૧૯૪૫ સનિ.

***

પૂર્વે પુણ્યના ઉદયથી, મળ્યો સદ્‌ગુરુ યોગ,
વચન સુધા શ્રવણે જતાં, થયું હૃદય ગતશોગ

***

નિશ્ચય એથી આવીયો, ટળશે અહીં ઉતાપ,
નિત્ય કર્યો સત્સંગ મેં, એક લક્ષથી આપ

[૪૭૭ સં૦ ૧૯૪૬ સનિ.

***

## પ્રભુપ્રત્યે દીનત્વ.

(દોહરા)

*હે પ્રભુ! હે પ્રભુ! શુ કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનુ, ભાજન છુ કરુણાળ ૧.
શુદ્ધ ભાવ મુજમા નથીં, નથીં સર્વ તુજ રૂપ;
નથીં લઘુતા કે દીનતા, શુ કહું પરમ સ્વરૂપ. ૨.

* . "આ જીવ અત્યંત માયાના આવરણે દિશામૂઢ થયો છે, અને તે યોગે કરી તેની પરમાર્થ દૃષ્ટિ પ્રકાશતી નથી અપરમાર્થને વિષે પરમાર્થનો દૃઢાગ્રહ થયો છે, અને તેથી બોધ પ્રાપ્ત થવાના યોગે પણ તેમા બોધ પ્રવેશ થાય એવો ભાવ સ્ફુરતો નથી એ આદિ જીવની વિષમદશા કહી, પ્રભુ પ્રત્યે દીનત્વ કહ્યુ છે કે "હે નાથ' હવે મારી કોઈ ગતિ (માર્ગ) મને દેખાતી નથી, કેમકે સર્વસ્વ લુટાયા જેવો યોગ મેં કર્યો છે, અને સહજ ઐશ્વર્ય છતા, પ્રયત્ન કર્યે છતે, તે ઐશ્વર્યથી વિપરિત એવાજ માર્ગે મેં આચર્યાં છે, તે તે યોગથી મારી નિવૃત્તિ કર, અને તે નિવૃત્તિનો સર્વોત્તમ સદુપાય એવો જે સદ્‌ગુરુ પ્રત્યેનો શરણભાવ તે ઉત્પન્ન થાય એવી કૃપા કર' એવા ભાવના વીશ દોહરા કે જેમા પ્રથમ વા ય †'હે હરિ! હે હરિ! શું કહું, દીનાનાથ દયાળ' છે, તે . દોહરા વિશેષ અનુપ્રેક્ષા થાય તેમ કરશો તો વિશેષ ગુણ ઉત્પત્તિનો હેતુ છે" [૬૫૦ સં૦ ૧૯૫૧

† આ ઉપરથી મૂળ દોહરામા 'હે પ્રભુ' હે પ્રભુ!' અદલે 'હે હરિ' હે હરિ!' હોવા યોગ્ય છે—સશોધ૦

નથિ આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપતણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાંહિ. ૩.
જોગ નથી સત્સંગનો, નથી સત સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪.
હું પામર શું કરિ શકું, એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫.
અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬.
અચળરૂપ આસક્તિ નહીં, નહીં વિરહનો તાપ;
કથા અલભ તુજ પ્રેમની, નહીં તેનો પરિતાપ. ૭.
ભક્તિમાર્ગ પ્રવેશ નહીં, નહીં ભજન દ્રઢ ભાન;
સમજ નહીં નિજધર્મની, નહીં શુભ દેશે સ્થાન. ૮.
કાળદોષ કળિથી થયો, નહીં મર્યાદા ધર્મ;
તોયે નહીં વ્યાકૂળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯.
સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ. ૧૦.
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાહીં,
નહીં ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહિ. ૧૧.
અહભાવથી રહિત નહીં, સ્વધર્મ સંચય નાહીં;
નથિ નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨.
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩.
કેવળ કરુણા મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪.
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન્;
સેવ્યા નહીં ગુરુ સંતને, મૂકયું નહીં અભિમાન. ૧૫.
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીયો, ઊગ્યો ન અંશ વિવેક. ૧૬.
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય? ૧૭.

પ્રથમ દેહદૃષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ;
હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ. ૭
જડ ચેતન સયોગ આ, ખાણ અનાદિ અનંત;
કોઈ ન કર્ત્તા તેહનો, ભાખે જિન ભગવત. ૮.
મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહીં, નહીં નાશ પણ તેમ,
અનુભવથી તે સિદ્ધ છે, ભાખે જિનવર એમ ૯
હોય તેહનો નાશ નહીં, નહીં તેહ નહીં હોય;
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય ૧૦
પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમજ્ઞાન સુખ ધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૧૧
[૧૭૩. સ૦ ૧૯૪૭ સ નિ

***

જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન,
સુપ્રતીતપણે બન્ને જેને સમજાય છે,
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સબધ માત્ર,
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્ય માંય છે,
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે,
કાયાની વિસારી માયા, સ્વરૂપે શમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ અન્તનો ઉપાય છે ૧.
દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાન વડે,
ક્રિયાની પ્રવૃત્તિ પણ તેથી તેમ થાય છે,
જીવની ઉત્પત્તિ અને રોગ શોક દુ ખ મૃત્યુ,
દેહનો સ્વભાવ જીવ પદમા જણાય છે,
એવો જે અનાદિ એકરૂપનો મિથ્યાત્વભાવ,
જ્ઞાનીના વચન વડે દૂર થઈ જાય છે,
ભાસે જડચૈતન્યનો પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે. ૨
[૪/૯૩૬ સ૦ ૧૯૫૬. સ.નિ

***

## જિનવર પ્રણીત જ્ઞાન.

—જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.

જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહીં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યાં વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૧.

નહીં ગ્રંથમાંહિ જ્ઞાન ભાખ્યું જ્ઞાન નહીં કવિ ચાતુરી,
નહીં મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહીં ભાષા ઠરી;
નહીં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૨.

આ જીવ અને આ દેહ એવો, ભેદ જો ભાસ્યો નહીં,
પચખાણ કીધાં ત્યાંસુધી, મોક્ષાર્થ તે ભાખ્યાં નહીં;
એ પાંચમે અંગે કહ્યો, ઉપદેશ કેવળ નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૩.

કેવળ નહિ બ્રહ્મચર્યથી, . . .

. . . . . .

કેવળ નહિ સંયમ થકી, પણ જ્ઞાન કેવળથી કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૪.

શાસ્ત્રો વિશેષ સહિત પણ જો, જાણીયું નિજરૂપને,
કાં તેહનો આશ્રય કરજો, ભાવથી સાચાં મને;
તો જ્ઞાન તેને ભાખીયું, જો સમ્મતિ આદિ સ્થળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૫.

આઠ સમિતિ જાણીએ જો, જ્ઞાનીના પરમાર્થથી,
તો જ્ઞાન ભાખ્યું તેહને, અનુસાર તે મોક્ષાર્થથી;
નિજ કલ્પનાથી કોટી શાસ્ત્રો, માત્ર મનનો આમળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૬.

ચાર વેદ પુરાણ આદિ, શાસ્ત્ર સૌ મિથ્યાત્વનાં,
શ્રીનંદિસૂત્રે ભાખીયાં છે, ભેદ જ્યાં સિદ્ધાંતના;
પણ જ્ઞાનીને તે જ્ઞાન ભાખ્યાં, એ જ ઠેકાણે ઠરો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૭.

વ્રત નહીં પચખાણ નહીં, નહીં ત્યાગ વસ્તુ કોઈની,
મહા પદ્મ તીર્થંકર થશે, શ્રેણિક સાણુંગ જોઈ ત્યો.
છેદ્યો અનંતા . . . . . .
. . . . . . . ૮.

[૪૪૯. સં૦ ૧૯૫૨, આશો, આનંદ.

**

૫૬૧.

## *અપૂર્વ અવસર.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પથ જો. અપૂર્વ૦ ૧.
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો. અપૂર્વ૦ ૨.
દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્ત્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ૦ ૩.
આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્ત્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦ ૪.
સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;

---

* આ 'અપૂર્વ અવસર' સંવત ૧૯૫૨ ના આસરામાં મ સ આસપાસમાં શ્રીમદ્‌ની સ્થિતિ વવાણીઆમાં હતી ત્યારે ભગારે ઊભાં ઊભાં જ ગાદીના પાટિયા ઉપર બેસીને લખ્યો હતો. તે વખતે ગીનાઈ કાગળ, ખડિયો અને કલમ, આ સૌએ ત્યાંથી આપ્યા હતાં તે વખતે કાગળમાં દર પડેલું પદ જ લખેલું હતું.—સંશોધક.

તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦ ૫.
પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો:
દ્રવ્ય ક્ષેત્રને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો. અપૂર્વ૦ ૬.
ક્રોધ પ્રત્યે તો વર્ત્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦ ૭.
બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦ ૮.
નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો અપૂર્વ૦ ૯.
શત્રુ મિત્ર પ્રત્યે વર્ત્તે સમદર્શિતા,
માન અમાને વર્ત્તે તેજ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્ત્તે સમભાવ જો. અપૂર્વ૦ ૧૦.
એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ૦ ૧૧.
ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મનને પ્રસન્નભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિકદેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૨.

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૩.
મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ૦ ૧૪.
ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દૃષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫.
વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ્ આધીન જેની સ્થિતિ છે,
આયુષ્ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦ ૧૬.
મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦ ૧૭.
એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુ લઘુ અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ૦ ૧૮.
પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન, અનંતસહિત જો. અપૂર્વ૦ ૧૯.
જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;

એવાં મૂળ જ્ઞાનાદિ પામવા રે, અને જવા અનાદિ બંધ; મૂળ૦
ઉપદેશ સદ્ગુરુનો પામવા રે, ટાળી સ્વછંદ ને પ્રતિબંધ. મૂળ૦ ૧૦.
એમ દેવ જિનંદે ભાખીઉં રે, મોક્ષ માર્ગનું શુદ્ધ સ્વરૂપ; મૂળ૦
ભવ્ય જનોના હિતને કારણે રે, સંક્ષેપે કહ્યું સ્વરૂપ મૂળ૦ ૧૧.

[૪૪૫. સં૦ ૧૯૫૨ ના આશો શુદ ૧, આનંદ.

* *

## પરમપદ પંથ.

(ગીતિ.*)

પંથ પરમપદ બોધ્યો, જેહ પ્રમાણે પરમ વીતરાગે,
તે અનુસરી કહીશું, પ્રણમીને તે પ્રભુ ભક્તિ રાગે. ૧.
મૂળ પરમપદ કારણ, સમ્યક્દર્શન જ્ઞાન ચરણ પૂર્ણ,
પ્રણમે એક સ્વભાવે, શુદ્ધ સમાધિ ત્યાં પરિપૂર્ણ. ૨.
જે ચેતન જડ ભાવો, અવલોક્યા છે મુનીંદ્ર સર્વજ્ઞે,
તેવી અન્તર્ આસ્થા, પ્રગટ્યે દર્શન કહ્યું છે તત્ત્વજ્ઞે. ૩.
સમ્યક્ પ્રમાણ પૂર્વક, તે તે ભાવો જ્ઞાન વિષે ભાસે,
સમ્યગ્જ્ઞાન કહ્યું તે, સંશય વિભ્રમ મોહ ત્યાં નાસે. ૪.
વિષયારંભ નિવૃત્તિ, રાગ દ્વેષનો અભાવ જ્યાં થાય,
સહિત સમ્યક્દર્શન, શુદ્ધ ચરણ ત્યાં સમાધિ સદુપાય. ૫.
ત્રણે અભિન્ન સ્વભાવે, પરિણમી આત્મસ્વરૂપ જ્યાં થાય,
પૂર્ણ પરમપદ પ્રાપ્તિ, નિશ્ચયથી ત્યાં અનન્ય સુખદાય. ૬.
જીવ અજીવ પદાર્થો, પુણ્ય પાપ આશ્રવ તથા બંધ,
સંવર નિર્જરા મોક્ષ, તત્ત્વ કહ્યાં નવ પદાર્થ સંબંધ. ૭.
જીવ અજીવ વિષે તે નવે તત્ત્વનો સમાવેશ થાય,
વસ્તુ વિચાર વિશેષે, ભિન્ન પ્રબોધ્યા મહાન્ મુનિરાય. ૮.

[૫૯૦. સં૦ ૧૯૫૩. સ નિ.

* *

## સ્વાત્મવૃતાંત.

ધન્ય રે દીવસ આ અહો, જાગી રે શાંતિ અપૂર્વ રે,
દશ વર્ષે રે ધારા ઉલસી, મટ્યો ઉદયકર્મનો ગર્વ રે. ધન્ય૦ ૧.

---

* શ્રીમદ્ના દેહોત્સર્ગ પછી તેઓના વચનોનો સંગ્રહ કરવામાં આવ્યો ત્યારે આ વિષયની ૩૬ કે ૫૦ ગીતિ હતી. પણ પાછળથી સંભાળપૂર્વક નહીં રહ્યાથી ગુમ થઈ છે.
—સંશોધક. મ. ર.

ઓગણીસેં ને એકત્રીસે, આવ્યો અપૂર્વ અનુસાર રે,
ઓગણીસેં ને બેતાલીસે, અદ્ભુત વૈરાગ્યધાર રે. ધન્ય૦ ૨.
ઓગણીસેં ને સુડતાલીસે, સમકીત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે. ધન્ય૦ ૩.
ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે,
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે રંચ રે. ધન્ય૦ ૪.
વધતું એમ જ ચાલીયું, હવે દીસે ક્ષીણ કાંઈ રે,
ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મનમાંહિ રે. ધન્ય૦ ૫.
યથા હેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે,
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે. ધન્ય૦ ૬.
આવી અપૂર્વ વૃત્તિ અહો, થશે અપ્રમત્ત યોગ રે,
કેવળ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે. ધન્ય૦ ૭.
અવશ્ય કર્મનો ભોગ જે, ભોગવવો અવશેષ રે,
તેથી દેહ એક જ ધારિને, જાશું સ્વરૂપ સ્વદેશ રે. ધન્ય૦ ૮.
[હાથનોંધ, ૧/૩૧.

***

## આત્મભાન.

સદ્ગુરુના ઉપદેશથી, સમજે જિનનું રૂપ,
તો તે પામે નિજદશા, જિન છે આત્મ સ્વરૂપ. ૧.
પામ્યા શુદ્ધ સ્વભાવને, છે જિન તેથી પૂજ્ય,
સમજો જિન સ્વભાવ તો, આત્મભાનનો ગુજ્ય. ૨.
[૪૫૦. સં૦ ૧૯૫૨, આસો વદ ૨, નડિયાદ.

***

## સદ્ગુરુલક્ષણ.

સ્વરૂપ સ્થિત ઇચ્છા રહિત, વિચરે પૂર્વ પ્રયોગ,
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય. ૩.
[૪૫૧. સં૦ ૧૯૫૨, આસો વદ ૨, નડિયાદ.

***

## અંતિમ સંદેશો.

ઇચ્છે છે જે જોગી જન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ. ૧.

આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર;
જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૨.
જિનપદ નિજપદ એકતા, ભેદ ભાવ નહીં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ. ૩.
જિનપ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ. ૪.
ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિ સહીત;
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટીત. ૫.
ગુણ પ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ;
પ્રાપ્તિ શ્રી સદ્ગુરુવડે, જિનદર્શન અનુયોગ. ૬.
પ્રવચન સમુદ્ર બિંદુમાં, ઉલટી આવે એમ;
પૂર્વ ચૌદની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ. ૭.
વિષય વિકાર સહીત જે, રહ્યા મતિના યોગ;
પરિણામની વિષમતા,-તેને યોગ અયોગ. ૮.
મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર;
કરુણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર. ૯.
રોક્યા શબ્દાદિક વિષય, સંયમ સાધન રાગ;
જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્ય પાત્ર મહા ભાગ્ય. ૧૦.
નહીં તૃષ્ણા જીવ્યા તણી, મરણ યોગ નહીં ક્ષોભ;
મહા પાત્ર તે માર્ગના, પરમ યોગ જિત લોભ. ૧૧.
આવ્યે બહુ સમ દેશમાં, છાયા જાય સમાઈ;
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઈ. ૧૨.
ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં, વિલય થતાં નહીં વાર. ૧૩.

***

સુખધામ અનંત સુસંત ચહિ, દિન રાત્ર રહે તદ્ ધ્યાન મહિં;
પરશાન્તિ અનંત સુધામય જે, પ્રણમુ પદ તે વર તે જય તે.

[૫૮૯.અ રાજકોટ, ચૈ. શુ. ૯, ૧૯૫૭.

***

## આત્મસિદ્ધિ.

ૐ

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્ગુરુ ભગવંત. ૧.
વર્ત્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ,
વિચારવા આત્માર્થિને, ભાખ્યો અત્ર અગોપ્ય. ૨.
કોઈ ક્રિયા-જડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ,
માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ. ૩.
બાહ્ય ક્રિયામાં રાચતાં, અંતર્ભેદ ન કાંઈ,
જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહી. ૪.
બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહિ,
વર્ત્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાનિ તે આંહિ. ૫.
વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન,
તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન. ૬.
ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન,
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન. ૭.
જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ,
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮.
સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ૯.
આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ,
અપૂર્વ વાણી પરમશ્રુત સદ્ગુરુ લક્ષણ યોગ્ય. ૧૦.
પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર,
એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મવિચાર. ૧૧.
સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ,
સમજ્યાવણ ઉપકાર શો? સમજ્યે જિન સ્વરૂપ. ૧૨.
આત્માદિ અસ્તિત્વનાં, જેહ નિરૂપક શાસ્ત્ર,
પ્રત્યક્ષ સદ્ગુરુયોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩.

અથવા સદ્ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ,
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪.
રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ,
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ ૧૫.
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય,
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬
સ્વચ્છંદ, મત આગ્રહ તજી, વર્ત્તે સદ્ગુરુ લક્ષ,
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ ૧૭
માનાદિક શત્રુ મહા નિજછંદે ન મરાય,
જાતા સદ્ગુરુ શરણમા, અલ્પ પ્રયાસે જાય. ૧૮.
જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન,
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯.
એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ,
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦.
અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ,
મહામોહિની કર્મથી, બુડે ભવજળ માહિ ૨૧.
હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર,
હોય મતાર્થિ જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨.
હોય મતાર્થિ તેહને, થાય ન આતમ લક્ષ,
તેહ મતાર્થિ લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩.

મતાર્થિલક્ષણ:

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરુ સત્ય,
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ. ૨૪
જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ,
વર્ણન સમજે જિનનું, રોકિ રહે નિજ બુદ્ધિ. ૨૫
પ્રત્યક્ષ સદ્ગુરુયોગમા, વર્ત્તે દ્રષ્ટિ વિમુખ,
અસદ્ગુરુને દ્રઢ કરે, નિજ માન મુખ્ય ૨૬.
દેવાદિ ગતિ ભંગમા, જે સમજે શ્રુતજ્ઞાન,
માને નિજ મતવેષનો, આગ્રહ મુક્તિ નિદાન. ૨૭

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન,
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન. ૨૮.

અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય,
લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય. ૨૯.

જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ,
પામે તેનો સંગ જે, તે બુડે ભવમાંહિ. ૩૦.

એ પણ જીવ મતાર્થમાં, નિજમાનાદિ કાજ,
પામે નહીં પરમાર્થને, અન અધિકારીમાંજ. ૩૧.

નહીં કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય,
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થિ દુર્ભાગ્ય. ૩૨.

લક્ષણ કહ્યાં મતાર્થિના, મતાર્થ જાવા કાજ,
હવે કહું આત્માર્થિના, આત્મઅર્થ સુખસાજ. ૩૩.

### આત્માર્થિલક્ષણ:

આત્મજ્ઞાન ત્યા મુનિપણું, તે સાચા ગુરુ હોય,
બાકી કુળગુરુકલ્પના, આત્માર્થિ નહીં જોય. ૩૪.

પ્રત્યક્ષ સદ્ગુરુપ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર,
ત્રણે યોગ એકત્વથી, વર્ત્તે આજ્ઞાધાર. ૩૫.

એક હોય ત્રણ કાળમા, પરમારથનો પથ,
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમત. ૩૬.

એમ વિચારી અતરે, શોધે સદ્ગુરુ યોગ,
કામ એક આત્માર્થનુ બીજો નહિ મનરોગ. ૩૭.

કષાયની ઉપશાતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણીદયા, ત્યા આત્માર્થ નિવાસ. ૩૮.

દશા ન એવી જ્યા સુધી, જીવ લહે નહીં જોગ્ય,
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અતર્ રોગ. ૩૯.

આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યા પ્રગટે સુખદાય ૪૦.

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યા પ્રગટે નિજજ્ઞાન,
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧.

ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય,
ગુરુશિષ્ય સંવાદથી, ભાખું પટ્પદ આંહી. ૪૨.

પટ્પદનામકથન:

આત્મા છે તે નિત્ય છે, છે કર્ત્તા નિજકર્મ,
છે ભોક્તા વળિ મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ. ૪૩.
ષટ્સ્થાનક સંક્ષેપમાં, ષટ્દર્શન પણ તેહ,
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનિએ એહ. ૪૪.

શંકા.—શિષ્ય ઉવાચ:

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ,
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫.
અથવા દેહજ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ,
મિથ્યા જૂદો માનવો, નહીં જૂદું એંધાણ. ૪૬.
વળી જો આત્મા હોય તો, જણાય તે નહીં કેમ ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭.
માટે છે નહીં આતમા, મિથ્યા મોક્ષ ઉપાય,
એ અંતર શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮.

સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન,
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯.
ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન,
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસીને મ્યાન. ૫૦.
જે દૃષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ,
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧.
છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન,
પાંચ ઇંદ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨.
દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિ[ય] પ્રાણ,
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્ત્ત જાણ. ૫૩.
સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય,
પ્રગટ રૂપ ચૈતન્યમય, એ એંધાણે સદાય. ૫૪.

ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન,
જાણનાર તે માન નહીં, કહીયે કેવું જ્ઞાન? ૫૫.
પરમ બુદ્ધિ કૃપ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ,
દેહ હોય જો આત્મા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬.
જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ,
એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વયભાવ. ૫૭.
આત્માની શંકા કરે, આત્મા પોતે આપ,
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮.

શંકા.—શિષ્ય ઉવાચ:

આત્માનાં અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર,
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર. ૫૯.
બીજી શંકા થાય ત્યાં, આત્મા નહીં અવિનાશ,
દેહયોગથી ઉપજે, દેહવિયોગે નાશ. ૬૦.
અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય,
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય. ૬૧.

સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

દેહ માત્ર સયોગ છે, વળી જડ રૂપી દૃશ્ય,
ચેતનના ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય? ૬૨.
જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન લયનું જ્ઞાન,
તે તેથી જુદા વિના, થાય ન કેમે ભાન. ૬૩.
જે સયોગો દેખીયે, તે તે અનુભવ દૃશ્ય,
ઉપજે નહીં સયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪.
જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય,
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય. ૬૫.
કોઈ સંયોગોથી નહીં, જેની ઉત્પત્તિ થાય,
નાશ ન તેનો કોઈમાં, તેથી નિત્ય સદાય. ૬૬.
ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય,
પૂર્વ જન્મ સંસ્કાર તે, જીવનિત્યતા ત્યાંય. ૬૭.

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય. ૬૮.
અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર,
વદનારો તે ક્ષણિક નહીં, કર અનુભવ નિર્ધાર. ૬૯.
ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ,
ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ. ૭૦.

## શંકા.—શિષ્ય ઉવાચ:

કર્ત્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્ત્તા કર્મ,
અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ. ૭૧.
આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ બંધ,
અથવા ઈશ્વર પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨.
માટે મોક્ષ ઉપાયનો, કોઈ ન હેતુ જણાય,
કર્મતણું કર્ત્તાપણું, કાં નહીં કાં નહીં જાય. ૭૩.

## સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ,
જડસ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ. ૭૪.
જો ચેતન કરતું નથી, થતાં નથી તો કર્મ,
તેથી સહજ સ્વભાવ નહીં, તેમજ નહીં જીવધર્મ ૭૫.
કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ?
અસગ છે પરમાર્થથી, પણ નિજ ભાને તેમ. ૭૬.
કર્ત્તા ઈશ્વર કોઈ નહીં, ઈશ્વર શુદ્ધ સ્વભાવ,
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ. ૭૭.
ચેતન જો નિજભાનમાં, કર્ત્તા આપ સ્વભાવ,
વર્તે નહીં નિજભાનમાં, કર્ત્તા કર્મ પ્રભાવ. ૭૮.

## શંકા.—શિષ્ય ઉવાચ:

જીવ કર્મ કર્ત્તા કહો, પણ ભોક્તા નહીં સોય,
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય. ૭૯.

ફળદાતા ઈશ્વિર ગણ્યે, ભોક્તાપણું સધાય,
એમ કહ્યે ઈશ્વિરતણું, ઈશ્વિરપણું જ જાય. ૮૦.
ઈશ્વિર સિદ્ધ થયાવિના, જગતનિયમ નહીં હોય,
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહીં કોય. ૮૧.

### સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ,
જીવવીર્યની સ્ફૂરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨.
ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય. ૮૩.
એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણવિના ન કાર્ય તે, એજ શુભાશુભ વેદ્ય. ૮૪.
ફળદાતા ઈશ્વિરતણી, એમાં નથી જરૂર,
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫.
તે તે ભોગ્ય વિશેષના, સ્થાનક દ્રવ્ય સ્વભાવ,
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬.

### શંકા.—શિષ્ય ઉવાચ:

કર્ત્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહીં મોક્ષ,
વીત્યો કાળ અનંત પણ, વર્ત્તમાન છે દોષ. ૮૭
શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિ માંય,
અશુભ કરે નર્કાદિ ફળ, કર્મ રહિત ન ક્યાંય. ૮૮.

### સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ,
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯.
વિત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ,
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષ સ્વભાવ. ૯૦.
દેહાદિક સંયોગનો, આત્યતિક વિયોગ,
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ. ૯૧.

## શંકા.—શિષ્ય ઉવાચ:

હોય કદાપી મોક્ષપદ, નહીં અવિરોધ ઉપાય,
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨.
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક,
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩.
કયી જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ,
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪.
તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય,
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫.
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ,
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય. ૯૬.

## સમાધાન.—સદ્ગુરુ ઉવાચ:

પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત,
થાશે મોક્ષોપાયની, સહજ પ્રતિત એ રીત. ૯૭.
કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ,
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮.
જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ,
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવ અંત. ૯૯.
રાગ દ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ,
થાય નિવૃત્તિ જેહથી, તેજ મોક્ષનો પંથ. ૧૦૦.
આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત,
જેથી કેવળ પામીયે, મોક્ષપંથ તે રીત. ૧૦૧.
કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ,
તેમાં મુખ્યે મોહિનિય, હણાય તે કહું પાઠ. ૧૦૨.
કર્મ મોહિનિય ભેદ બે, દર્શન ચારિત્ર નામ,
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩.
કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ,
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦૪.

છોડી મત દર્શનતણો, આગ્રહ તેમ વિકલ્પ,
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫.
ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં, પૂછ્યાં કરી વિચાર,
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર. ૧૦૬.
જાતિ વેષનો ભેદ નહીં, કહ્યો માર્ગ જો હોય.
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ અંતર દયા, તે કહિયે જીજ્ઞાસ. ૧૦૮.
તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુ બોધ,
તો પામે સમકીતને, વર્ત્તે અંતર શોધ. ૧૦૯.
મત દર્શન આગ્રહ તજી, વર્ત્તે સદ્ગુરુલક્ષ,
લહે શુદ્ધ સમકીત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦.
વર્ત્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત,
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકીત. ૧૧૧.
વર્ધમાન સમકીત થઈ, ટાળે મિથ્યાભાસ,
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨.
કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્ત્તે જ્ઞાન,
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩.
કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય,
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪.
છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્ત્તા તું કર્મ,
નહીં ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ. ૧૧૫.
એજ ધર્મથી મોક્ષ છે, તુ છો મોક્ષસ્વરૂપ,
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ ૧૧૬.
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ,
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ. ૧૧૭.
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય,
ધરી મૌનતા એમ કહીં, સહજસમાધી માંય. ૧૧૮.

## શિષ્યબોધબીજપ્રાપ્તિ:

સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન,
 નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯.
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ,
 અજર અમર અવિનાશિને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦.
કર્ત્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્ત્તે જ્યાંય,
 વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્ત્તા ત્યાંય. ૧૨૧.
અથવા નિજપરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ,
 કર્ત્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ. ૧૨૨.
મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ,
 સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩.
અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર,
 આ પામરપર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર. ૧૨૪.
શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન,
 તે તો પ્રભુએ આપીયો, વર્ત્તુ ચરણાધીન. ૧૨૫.
આ દેહાદિ આજથી, વર્ત્તો પ્રભુ આધીન,
 દાસ, દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬.
ષટ્ સ્થાનક સમજાવિને, ભિન્ન બતાવ્યો આપ,
 મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭.

### ઉપસંહાર.

દર્શન ષટે શમાય છે, આ ષટ્ સ્થાનક માંહિ,
 વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮.
આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,
 ગુરુઆજ્ઞા સમ પથ્ય નહીં, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯.
જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ,
 ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહીં આત્માર્થ. ૧૩૦.
નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય,
 નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧.

નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ,
એકાંતે વ્યવહાર નહીં, બન્ને સાથ રહેલ. ૧૩૨

ગચ્છમતની જે કલ્પના, તે નહીં સદ્વ્યવહાર,
ભાન નહીં નિજરૂપનું તે નિશ્ચય નહીં સાર. ૧૩૩

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય,
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહીં કોય. ૧૩૪

સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય,
સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય. ૧૩૫

ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત,
પામે નહિ સિદ્ધત્વને રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬

મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ,
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭.

દયા શાંતિ સમતા ક્ષમા, સત્ય ત્યાગ વૈરાગ્ય,
હોય મુમુક્ષુ ઘટવિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮.

મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત,
તે કહીયે જ્ઞાનીદશા, બાકી કહીયે ભ્રાંત. ૧૩૯.

સકળ જગત્ તે એઠવત્, અથવા સ્વપ્નસમાન,
તે કહીયે જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦.

સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્ત્તે જેહ,
પામે સ્થાનક પાંચમુ, એમાં નહીં સંદેહ. ૧૪૧.

દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત,
તે જ્ઞાનીનાં ચરણમાં, હો ! વંદન અગણીત. ૧૪૨.

***

સાધન સિદ્ધદશા અહીં, કહી સર્વ સંક્ષેપ;
ષટ્દર્શન સંક્ષેપમાં, ભાખ્યા નિર્વિક્ષેપ.

[૪૪૮. સં० ૧૯૫૨, આશ્વિન વદ ૧, ગુરુવાર, નડિઆદ.

---

## અપ્રગટ કાવ્યો.

### *વીરસ્મરણ સવૈયા.

ઢાલ ઢળકતી ઝબક ઝબકતી, લઈ ચળકતી કર કરવાળ,
    ખરે ખરા ખુંદે રણમાં ત્યાં, મુછ મલકતી ઝગતું ભાલ;
વેરીને ઘેરી લેતા ઝટ, ભરત ભૂમિના જે ભડવીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૧.
ધીંગાણામાં ધબકારાથી, ધરા ધ્રુજાવે ધરધી ધોઈ,
    ભાલાથી ભીંતર ભેદી દે, ભલા ભલા ભડનરના ભાઈ;
સબસબતી શમશેરે શોધી, શત્રુના સંહારે શીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૨.
ખળભળ ખળભળ ખલક કરીદે, ખડગ ધરીને અડગ ખચિત,
    ધક ધક ધક ધક નીક ચલાવે, રુધીર કેરી જે રણજીત;
દુશ્મનને ખૂબ ચાંપી ચાપે, છાતી ભેદી દે ભડવીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૩.
કટ કટ કટ કટ કાંડા બોલે, જ્યાં પકડે ઉરમાં કરવાળ,
    ખાય હિંડોળા ખૂબ લટકતી, હૃદય ઉપર જેને રણમાળ;
ધબ ધબ ધબ ધબ ધબકારાથી, પડમાં નાખે પગ શૂરવીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૪.
અસ્ત્ર શસ્ત્રના ભેદ અનુપમ, ધનુર્વિદ્યા ધરવાના ધર્મ,
    પૂર્ણ પઢેલા માને પેટે, ક્ષત્રિવટના કેવળ કર્મ;
રિપુ રડાવે રણમાં રોળી, તોળી તીક્ષ્ણ મારે તીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૫
હડનારા નહીં હેબક પામી, બહાદુર બથમાં ભીડે બાથ,
    પાટુના પડઘા સાંભળતાં, છૂટે ગર્ભણીઓ કેરા ગાભ;
કમર કસીને ધસી પડીને, અસી થકી ઉડાડે શીર,
    અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૬.

---

* પૃષ્ઠ ૪ ની ટીપ્પણીમાં જણાવેલ સવૈયા આ છે. આ સવૈયા બુદ્ધિ પ્રકાશના ... સાલના અંકોમાં કટકે કટકે છપાયા હતા. (*) આ ચિહ્નવાળી કડીઓ પૃષ્ઠ ૩-૪ માં આવી ગઈ છે.—સંશોધક.

મારે જ્યા માથામા મુષ્ટિ, કરી નાખે ત્યા કડકા ક્રોડ,
ફરી અરિ નહિ આવે પાસે, મનની મૂકે મમતા મોડ,
બંકા બહાદુર બાણ કમાને, વજ્ર-વપુના મજબૂત વીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૭
કદીયે નહિ કાયાથી કપે, છતે ત્યાગે જ્યે વીર,
રણરંગીને જબરા જગી, ઉછળે જેને શૌર્ય શરીર,
કાયરતાના માયર નહિ તે, સાચાએ સાયર શૂરવીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૮
*ધન્ય ધન્ય રાજ્ઞીના જાયા, માથાને છટ છટ કરનાર,
વીર રમે જે જાયે વાતા કરે ન કાયાની દરકાર,
કેવળ કેશરીયા કરનારા, અહા ! કેશરી સિંહ-શરીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૯
શુદ્ધ ભૂલીને યુદ્ધ ચલાવી, ચટતા જ્યારે રણ સગ્રામ,
ચાક ચૌ પ્રહ્માડ ચડાવે, ત્રાસ કરાવે શૌર્ય તમામ,
આરોપે વરમાળ અપસરા, પડે કદી શૂરવીર શરીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૧૦
દુશ્મનને દાબી નાખ્યામા ડરનારા નહિ કેવળ દિલ,
વિજય વિજય વર્તાવે વેગે, વિજયધ્વજા ફરકે વણઢીલ
દૈયે શૌર્ય દમામ હમેશા અને વળી હિમ્મતનુ હીર
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૧૧
*ટાળક સકટ બાળક નારી, ગૌબ્રાહ્મણ-પ્રતિપાળક પૂર્ણ,
સભાળક જે ધરા ધર્મના, દુશ્મન દળ કરનારા ચૂર્ણ.
*ખરાખરીના ખેલ વિષે નહિ પાછો પગ દેનારા વીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર ૧૨
શત્રુની છાતીમા સાલે, મુવાપછી પણ માસ હજાર,
નામ પડે ત્યા પડે મૂતરી, જેના શત્રુના સરદાર,
અને રિપુની રામા રડતી, કદી રહે નહિ લુછે નીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યા ? રઢિયાળા એવા રણધીર ૧૩
બખતર પહેરી બહાદુર જ્યારે, કરતા પ્યારે યુદ્ધટકાર,
મઘવાપતિ ત્યા થરથર ધ્રુજે, ભડવીરો એવા ભયકાર,

શકે લહે ઇંદ્રાસન એવો, ડર ઉપજે એને પણ વીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૧૪.
અરિ પલાયન જાય કરીને, હામ થકી જ્યાં પાડે હાંક,
 યમરાજાને ત્યાં પહોંચાડે, રહે ઊભો જો એક કલાક;
ટકવાની તાકાત કોઈની, જેની જોડે હતી ન વીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૧૫.
એક બાણુથી પ્રાણ હરીલે, પાછું કદીયે નહિ પડનાર,
 દશરથ સુત દુશ્મન દળ છેદક, ધન્ય ધન્ય એ શર ધરનાર;
રાવણસમ રાણાને રોળ્યો, એજ શરેથી શ્યામ શરીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૧૬.
ભીમ ભગીરથ ભારે ભડજે, કેવળરૂપે કાળ કરાળ,
 રણભૂમિમાં ભય ઉપજાવે, યમરાજાથી પણ વિકાળ;
કૂળદીપક એ કોહીનૂરો, ધન્ય માતાનું ધાવ્યા ક્ષીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર. ૧૭.
ભારથમાં ભડ પારથ કેવો ? અને વળી એનો પણ બાળ,
 અભિમન્યુએ આરોપી'તી રઢિયાળી રૂડી રણમાળ;
કૌરવ કુળનો કાળ થવાને તજી સુંદરી એ શૂરવીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૧૮.
બાણશય્યામાં પોઢ્યા બહાદુર, ભિષ્મપિતા ભારે ભયકાર,
 અવધિ આપી અહા ! કાળને છમાસની જેણે તેવાર;
મહાભારતનું નામ પડ્યું તે, એનું કારણ એવા વીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૧૯.
પરાક્રમી પૃથુરાજે કાઢ્યું, શહાબુદ્દીનનું સત્યાનાશ,
 ઘોર વિષે ઘા એનો સાલે, તનમાં ઉપજે જેનો ત્રાસ;
સંયુક્તાને હરી શૌર્યથી, પોઢાડી દીધા પણ પીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૨૦.
અરિ હણીને અખંડ એણે, નવે ખંડમાં રાખ્યું નામ,
 ખંડ અનેક ક્રુજાવે એવા, રણ જંગે ધીરજના ધામ;
ધન્ય ધન્ય તે જનની એની, ધન્ય ધન્ય વહાલા શૂરવીર,
 અરે ! અરેરે ! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર. ૨૧.

*પ્રાણી પૂર્વજનું ખોનારા, જન્મ્યા આવા જેને વંશ,
આપ નામના બોળી બેઠા, ધિક્ક ધિક્ક એના આ વંશ;
*મરો બુડીને નરો બાયલા, ઢાંકણીમાં નાખીને નીર,
આર્ય કીર્તિને ઝાંખપ દીધી, તમને એનો બહો શીર !! ૨૨.
હા! શિવ! હા! શિવ! ગજબ થયો શો? અજબ થાઉં છું નિરખી આમ,
આર્ય પરાધીન દીન થયાથી, રહેતી નથી હૈયામાં હામ;
કાળજ કંપે જ્યાં કરુણાથી, સ્થિતિ અવલોકીને આમ,
ઢળું ધરણીએ મુર્છા પામી, ભાખી હર! હર! હર! હર! રામ. ૨૩.
*શું પ્રાચીન પૂર્વજ સંભારું! આંખે આંસુ આવે વીર,
શી હિમ્મત એના હૈયાની, રે શાં એના નૌતમ નીર!
હાય! રામ! આ ગતિ થઈ શી? હાય! હાય! શો કાળો કેર?
રાય હૃદય ફાટે છે હર! હર! નથી જોવાતી આવી પેર. ૨૪.

* *

## સદ્બોધ.

(દોહરા *)

મળતાં અમલ મદાંધને, ઝટ દઈને છકી જાય;
કહો કેમ લઘુ કૂપમા, સાગર સાત સમાય? ૧.
હલકો જન છલકી જશે, અતિ મળતાં અધિકાર;
ટાટા કેમ ટકી શકે, ભીંત ઝીલશે ભાર. ૨.
નીચ મીજાજી મૂર્ખથી, ઓપે નહિ અધિકાર;
અબાડી ગદ્ધા ઉપર, લાયક નો'ય લગાર. ૩.
અવળાં પણ સવળા થશે, ઠોકર વાગ્યે ઠીક;
તપ્યા લોહને ટીપતા, સુધરી જશે અધિક. ૪.
કટ્ટો રિપુ કપુત છે, જાણો જીવતો પ્રેત;
નિજ જનિતાનો જીવ લે, વીંછી જન્મ્યા વેંત. ૫.
બેટા એકજ બાપના, ભિન્ન ભિન્ન તોય સ્વભાવ;
સાગર સુત વિષને સુધા, મરણ-જીવનનો દાવ. ૬.

* આ ૮૦ દોહરા અમને શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ, તરફથી મળેલા છે તેની મૂળ નકલ મળી નથી પણ અગસરાના એક મુમુક્ષુભાઈની નોંધમાથી લીધેલા છે આમાનો બીજો ભાગ હોવા યોગ્ય છે પણ તે મળી શક્યો નથી ભાષાશૈલી જોતા શ્રીમદ્‌ની આ કૃત્તી વર્ષ ૧૬ મા પહેલાની હોવા યોગ્ય છે —સંશોધક.

મહાપુરુષ ગંભીર ગુણી, છલકે નહીં લગાર;
 ભર્યો ઘડો છલકે નહીં, અધુરો છલી જનાર. ૭.
નેક નરોની નામના, કોટિ કલ્પ ગવાય;
 જેમ કથન શ્રી રામનું, રામરાજ્ય વખણાય. ૮.
ફરી ફરી મળવો નથી, આ ઉત્તમ અવતાર;
 કાળિચૌદશને રવિ, આવે કોઈક વાર. ૯
સર્વ ધર્મની ધારણા, જાણો એક જરૂર;
 વિટપ એક ડાળી જુદી, એક મૂળનું નૂર. ૧૦.
સૌની વૃત્તિ તર્યા તણી, બૂડ્યાની નવ હોય;
 કરે કમાણી આશ સૌ, ખોવાની નહીં હોય. ૧૧.
અતિ જ્ઞાન ઉપજે તદા, પરમાત્મા પરખાય;
 પડળ ઉતરે આંખનાં, તદા સર્વ દેખાય. ૧૨.
એકમેક સૌ મનુષ્યને, જાણો ગરજ જરૂર;
 મહાસાગરની મેઘને, મેઘ વિશ્વનું નૂર. ૧૩.
દોલત દેવાની નથી, પ્રભુ વિષે પણ પોંચ;
 હરિભક્ત ભૂખે મરે, ધરી શરીરે શોચ. ૧૪.
દેવા સમર્થ દેવ પણ, કૃપા ભક્ત પર કીધ,
 માયા મોહ લગાડશે, એમ ગણી નવ દીધ. ૧૫
સદ્ગુરુ સંગતથી ટળે, અંતરનું અજ્ઞાન;
 વૈદ્ય વિદારે વેદના, આપી ઔષધ-પાન. ૧૬.
સદ્ગુરુ-તણા સમાગમે, મનનો મેલ કપાય;
 સંયોગ સાબુનો થતાં, પટકુળ પુનિત થાય. ૧૭.
પ્રિય કાવ્ય પંડિતને, દૃષ્ટાંતિકનો દાવ.
 જેમ મોદથી મોદકે, બ્રાહ્મણ જનનો ભાવ. ૧૮.
બે બોલોથી બાંધિયો, સર્વ શાસ્ત્રનો સાર;
 પ્રભુ ભજે નીતિ સજે, પરઠો પરોપકાર. ૧૯.
છત્રીસ રોગ નજોહણે, એ તો કથન અસત્ય;
 છત્રીસ રોગો નમ્રતા, હણે વાત એ સત્ય ૨૦.
વણ વાપરતાં વિદ્વતા, ઝાંખી ઝટપટ થાય,
 કાટ ચઢે તરવારને, જો પડતર રહી જાય. ૨૧.

દિન દિન વૃદ્ધિ પામશે, સદ્વિદ્યા વપરાઈ;
જળ નિર્મળ વપરાય તો, નિકર જાય ગંધાઈ. ૨૨.
અવળા ઉપયોગે થશે, વિદ્યાપણ દુઃખકાર;
ઘૃત પણ ઝેર બની જશે, ધોતાં બહુ બહુ વાર. ૨૩.
ટોંકો ત્રણસેં વાર પણ, પડી ટેવ નવ જાય;
શત વાર સોમલ ધુઓ, પણ અમૃત નવ થાય. ૨૪.
માન મળે નિજ દૈવને, સ્થિતિ પણ સુધરે એમ;
સુજ્ઞ વદે સોનામુખી, મિથ્યા-આવળને જેમ. ૨૫.
વલણ જેહનું જે તરફ, ત્યાં તેનું મન જાય;
રવિ સામું મુખ રાખશે, સૂર્યમુખીનો ન્યાય. ૨૬.
. . . . . . .
. . . . . . . ૨૭.
. . . . . . .
. . . . . . . ૨૮.
જેના મનને જે ગમ્યું, એને ઉત્તમ એહ;
તે ચરમાં ઉપયોગનાં, અંધ બેસતાં જેહ. ૨૯.
વિના રસિકતા કાવ્યનો સરસ ન લાગે સૌર;
સૂના લાગે સર્વથા, ધણી વિનાનાં ઢોર. ૩૦.
નિજ કુળદીપકથી વડી, કરશે સપુત સવાઈ,
ગઈ ગાદી ગુજરાતની, વનરાજે લેવાઈ. ૩૧.
ચતુરા ચિત્ત ચળાવશે, ભલા ભલાનું ભાઈ,
દેખી રંભા અપ્સરા, શૃંગી ગયા ચલાઈ. ૩૨.
નારી નીચ સ્વભાવની, ઢોંગધામ અઘરૂપ;
ધિક્ક પિંગળા પાપિણી, ઠગ્યો ભરથરી ભૂપ. ૩૩.
દેશ ઉદય ઉપયોગનાં, વીર નરોનાં શીર;
પ્રસૂતા પીડા ટાળવા, સોંપે સપુત શરીર. ૩૪.
નિર્મળ નેહ સુમિત્રનો, પરમ પુનિત ખચીત;
લોહ મોહ પામે પુરો, ચુંબક દેખી ચિત્ત. ૩૫.
ભલા મિત્ર રાખે નહીં, સબળ અબળનો ભેદ:
સત્ય સુદામા-કૃષ્ણનો, પૂરણ

અલ્પ શક્તિના યોગથી, કાર્ય મહદ્ નવ થાય;
કોટ તુટે ન ફટાકીએ, કારણ હીન ઉપાય. ૩૭.
પૂર્ણ શક્તિ ને બુદ્ધિથી, મહત્ કાર્ય પણ થાય;
મહા કોટ ઝટ કારમો, તોપે તુટ્યો જાય. ૩૮.
પડતી વેળા પ્રથમથી, દરેક ફરશે દાવ;
મહા રોગ ઉત્પન્ન થતાં, પ્રથમ પ્રગટશે તાવ. ૩૯.
વિનાશ વખતે વેગથી, મતિ ફેરવે કાળ;
દ્યુત રમ્યા ડાહ્યા થઈ, ધર્મરાજ મહીપાળ. ૪૦.
આમ અવનિનો કાયદો, ઘર ફૂટ્યે ઘર જાય;
રાજ ગયું પૃથ્વી રાજનું, ફૂટ્યે હાહુલીરાય. ૪૧.
શાણો શત્રુ સમજશે, કરે દયા પણ કાંઈ,
રામે રાવણ મારતાં, કરી વિષ્ટિ-ચતુરાઈ. ૪૨.
પર આશાની પ્રેરણા, અવલ કળાય ન કાંઈ;
જીત હારની જુક્તિ સૌ, પાસા આશા માંહિ. ૪૩.
ઊંડા તર્ક વિના અતિ, બિગડે કામ બનેલ;
પાયા વણનો ઝટ પડે, જેમ અમુલ્ય મહેલ. ૪૪.
જબરા કેરા જંગમાં, નિર્બળ પામે નાશ;
મહિષે મહિષ લડે તહાં, વચ્ચે વૃક્ષ વિનાશ. ૪૫.
શઠ મુખ ભાખે ભાષણો, તર્કે કરે નવ તેમ;
પોથી કેરાં રીંગણાં, ગણે વિપ્રજી જેમ. ૪૬.
કાળાં કર્મ કર્યા થકી, ફળ ઉપજે કાળાશ;
શશિ ગૌતમના શાપથી, પામ્યો રોગ-વિનાશ. ૪૭.
મોટાની મોટાઈનો, પાર નવીય પમાય;
સાગર જંતુની નહીં, કદી ગણતરી થાય. ૪૮.
કામિની કરતાં કાવ્યનું, ઉત્તમપણું અપાર;
માંસ હાડની માનિની, કાવ્યસુધા સુખકાર. ૪૯.
સત્કવિતા શુભ ગીતથી, ગંઢુ થાય ગુણવાન;
પંચતંત્રથી પંડિતે, મૂર્ખ કર્યા મતિમાન. ૫૦.
બેવકૂફને બોધ દ્યો, પણ લાગે નહીં લેશ;
ભેંસ આગળે ભાગવત, તણો જેમ ઉપદેશ. ૫૧.

જેહ કામ જેનું હશે, તેહ તેજ કરનાર;
નખ ઉતારે નેરણી, કતલ કરે તરવાર. ૫૨.
બુદ્ધિહીન બહુ બહુ બકે, થાય કાંઈ નવ છેક;
હજાર ગજ હેતે ભરે, કાપે તસુ ન એક. ૫૩.
ઢોળઘાલુનો દંભ તે, નફટ નિકટ નભનાર;
અંધા આગળ કાણિયો, પામે પ્રૌઢ આવકાર. ૫૪.
વિદ્યાદંભ નિભે નહીં, જ્યાં જ્ઞાની ગુણવાન;
પિત્તળ પાવક આંચથી, તજશે ગર્વ-ગુમાન. ૫૫.
ગુણ બદલ અવગુણ કરે, શઠનો એવો શોધ,
ભવ ઉપર ભસ્માસુરે, કિધ કંકણ લઈ ક્રોધ. ૫૬.
કાવ્ય કળા-કૌશલ્યથી, કીર્તિ પરમ પમાય;
ચંદ કવિની ચાહના, જનથી હજુ ન જાય. ૫૭.
વચને વલ્લભતા વધે, વચને વાધે વેર;
જળથી જીવે જગત આ, કદી કરે પણ કેર. ૫૮.
જેમ વચનને વાપરો, તેમ તેહ વપરાય;
શમશેરે શત્રુ મરે, માર્યે મિત્ર મરાય. ૫૯.
રોષીને રૂડું કહે, બમણો આણે રોષ;
તાતા તેલે જળ પડે, ભડકો થાય સદોષ. ૬૦.
વિધિએ વિરચ્યો ઠાઠ આ, ભૂલી ભાન હરેક.
વિષધરને મણિ આપીયો, બુધને દીનતા છેક. ૬૧.
મૈત્રી કરવી સહેલ છે, જાળવવી મુશ્કેલ;
અશન રસાયન સરળ પણ, જિરવવું નહિ સ્હેલ. ૬૨.
પાપ રહિત પંડિતની ગુરુતા જાય ગવાઈ;
પ્રભા પ્રભાકરની જુઓ, છળ વણ રહે છવાઈ. ૬૩.
પણ રાખે નિજ નામનું, એ સજ્જન સરસાઈ;
સાચવણું ઘર સાચવે, નામ ધર્મમાં ધાઈ. ૬૪.
ગુણ ભૂલી ગુરુજન તણો, અવગુણ કરે ગમાર;
પાળકને પીડા કરે, અહિ અકૃત્ય કરનાર. ૬૫.
ગુરુ મહિમા ગોવિંદથી, ઉરમાં ગણો અધિક;
પ્રભુ તો પેદાકરણ, તારણ ગુરુ નાવિક. ૬૬.

ગુરુગુણ જે ભૂલશે, શ્વાન થકી તે નીચ,
સ્વામી-હિતકર શ્વાન પણ, આ તો કપટી કીચ ૬૭
નીતિ સાથે નમતા, રીતિ સાથે રામ;
પ્રીતિ સાથે પુણ્ય તે, હરેક પૂરે હામ ૬૮.
હિત હિંમતથી સાંપડે, શીત મતિ સદ્ધર્મે,
વિત વિદેશે વિચર્યે, ચિત્ત ચતુર ધર મર્મે ૬૯.
શાંતિ મળે સદ્ધર્મથી, ભ્રાંતિ ટળે ભલિભાત,
કાંતિ દીપે કનક સમી, વિમળે વધે મન વાત ૭૦.
કર કરથી શુભ કામને, ધર ધરથી હરિ ધ્યાન,
જતા વિદેશે જોઈએ, ભાથા કેરુ ભાન ૭૧
કાયા માયા ક્ષણિક છે, ઇન્દ્રધનુષ્યનો રંગ,
આકાશી કિલ્લા અને, મૃગજળ તણા તરંગ ૭૨.
નાણાથી શાણા મૂરખ, સૌ નાણાના તેજ,
સુવસાણા નાણા તણા, નહીં તો પાણા એજ ૭૩.
ટીકાકાર ટાંકે ભલી, સત્ય કથા સુખદાઈ,
પણ જો અસત્ય ઉચરે, તો તે આઠકલાઈ ૭૪.
ભૂંડા ભૂપતિ આગળે, ભડવા ભેળા થાય,
વેશ્યાવાડે હોંસથી, મૂર્ખમતિ જન જાય ૭૫
દોષ બધા દુર્જન વિષે, ભેળા થઈ ભરાય,
અંગ અઢારે ઊંટના, વાંકા જેમ જણાય ૭૬.
કર્મગતિની કલ્પના, શોક કરે ઉત્સાહ
પલક વારમા થઈ પડ્યો, પાસવાન પાદશાહ ૭૭
હોય સરસ પણ ચીજ તે, યોગ્ય સ્થળે વપરાય,
કેમ કટારી કનકની, પેટ વિષે ઘોંચાય ૭૮
ફરે જનોની સર્વદા પ્રીતિ તરફ ના પૂંઠ,
મારવાડ સામુ જુએ, મરણ સમય પણ ઊંટ ૭૯
નિજમા દૈવત હોય તો, સરસ સુયશ પથરાય,
શક શાલીવાહન તણો, જેમ જગતમા ગાય ૮૦

---

[ શ્રીમદ્ રાજચંદ્ર ખંડ ૧ થી ૭ સમાપ્ત. ]

# પત્રાંક અનુક્રમ

"શ્રીમદ્ રાજચંદ્ર"ની અત્યારસુધીમા બહાર પડેલ ચાર આવૃત્તિઓના પત્રાંકમા કેટલોક ફેર છે પ્રથમ વિભાગમાં આવેલા પત્રોના આંકનો અનુક્રમ તે વિભાગમા પાછળ આપેલ છે. બાકીના પત્રોનો અહીં આપીએ છીએ.

આ બીજા વિભાગમાં લખાણને મથાળે આપેલા આંક ત્રીજી આવૃત્તિ(ગુજરાતી બીજી)ના છે અને તે આંકનું લખાણ કયા કયા પૃષ્ઠ ઉપર આવેલ છે તે પાંચમા કોલમમાં આપેલ છે.

બીજી આવૃત્તિ છપાવતાં જે પત્રો મળેલાં તે વૃદ્ધિપત્ર ૧-૨ અને અપ્રકટ લખાણ તરીકે તેમાં આપેલ છે, એટલે પ્રથમની આવૃત્તિના કોલમમાં તેના આંક આપેલ નથી, પણ બીજી અને ત્રીજી આવૃત્તિના કોલમમા નવાં જ આંક આપેલ છે

હાથનોંધ ૧-૨-૩ ના આંક ચારે આવૃત્તિમા સરખા જ હોવાથી જુદા જુદા આપ્યા નથી. ચોથી આવૃત્તિમા હાથનોંધના લેખો જુદે જુદે સ્થળે નવા આંક આપી દાખલ કરેલ છે એટલે હાથનોંધનું તે લખાણ ચોથી આવૃત્તિમા કયા આંકમા છે તે તથા પ્રસ્તુત પાંચમી આવૃત્તિમા તે લેખો કયા પૃષ્ઠપર છે તે આપેલ છે.

વૃદ્ધિપત્ર ૩ માં આવેલ અને બીજુ લખાણ સંશોધિત કરી ત્રીજી આવૃત્તિમાં દાખલ કરવાનું હતુ તે દરમ્યાનમાં મુરબ્બી શ્રી મનસુખભાઈનો દેહવિયોગ થયો, એથે તે દાખલ થવું રહી ગયેલ, જે ભાઈ મનસુખલાલ કીરતચંદે સંશોધિત કરી ચોથી આવૃત્તિમા (બાળબોધ લિપિની બીજી આવૃત્તિમા) દાખલ કરેલ, તે પ્રસ્તુત આવૃત્તિમા વૃદ્ધિપત્ર ૩ તરીકે આપેલ છે. તેના આંક જે પ્રમાણે ચોથી આવૃત્તિમાં છે તે જ પ્રમાણે અહીં આપેલ છે, ફકત તે આંક પહેલાં '૪/' મૂકેલ છે આ લખાણ આવૃત્તિ ૧-૨-૩ મા નહીં આવતુ હોવાથી તે કોલમમાં તેના આંક આપેલ નથી

(?) આવુ પ્રશ્નચિન્હ ચોથી આવૃત્તિના કોલમમા મૂકેલ છે ત્યા તે આંકનો પત્ર તે આવૃત્તિમા મળી શકયો નથી

(") આવું ચિહ્ન પાંચમા કોલમમા આવેલ પૃષ્ઠોની બાજુમાં મૂકેલ છે તે પૃષ્ઠ પહેલા વિભાગના છે એટલે એ પૃષ્ઠપરના પત્રનો અમુક આધ્યાત્મિક ભાગ પહેલા વિભાગના તે પૃષ્ઠ ઉપર છે અને અહીં મૂળ પત્ર સાથે પણ છે—સંશોધક

## ઉપદેશ-છાયા ખંડ ૩.

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ ખંડ ૪ પૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૫ | ૫ | ૫ | ૧૩૯ | ૧૮″,૩૫ |
| ૬ | ૬ | ૬ | ૧૪૦ | ૧૮″,૩૫ |
| ૯ | ૯ | ૯ | ૫૮ | ૧૬૬ |
| ૧૩ | ૧૩ | ૧૩ | ૮૮ | ૧૯″,૩૫ |
| ૨૦ | ૨૦ | ૨૦ | ૧૪૨ | ૩૬ |
| ૨૨ | ૨૨ | ૨૨ | ૬ | ૩૬ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૬૮ | ૩૬ |
| ૨૬ | ૨૬ | ૨૬અ | ૬૮ | ૩૬ |
| ૨૯ | ૨૯ | ૨૯ | ૭૦ | ૩૬ |
| ૩૬ | ૩૭ | ૩૭ | ૧ | ૩ |
| ૩૭ | ૩૭ | ૩૭અ | ૫૧ | ૧૮″,૪૯″,૩ |
| ૩૮ | ૩૮ | ૩૮ | ૭ | ૧૪″,૩૭ |
| ૪૦ | ૪૦ | ૪૦ | ૪૮ | ૨૦″,૪ |
| ૪૨ | ૪૨ | ૪૨ | ૨૩ | ૨૧″,૬ |
| ૪૩ | ૪૩ | ૪૩ | ૨૮ | ૨૧″,૪૪૦″,૬ |
| પૂ ૧૮૬-૧ | ૪૪ | ૪૪ | ૨૯ | ૨૧″,૪૪૦″,૬ |
| પૂ ૧૮૬-૨ | ૫૨ | ૫૨ | ૩૮ | ૪૪૦″,૧૫ |
| પૂ ૧૮૬ ૨ | ૫૨ | ૫૩ | ૪૦ | ૨૨″,૧૦૭″,૧૬ |
| પૂ ૧૮૬ ૩ | ૫૩ | ૫૩અ | ૪૧ | ૧૯ |
| ૪૮ | ૪૯ | ૪૯ | ૩૫ | ૨૨″,૭ |
| ૫૧ | ૫૪ | ૫૫ | ૧૦૨ | ૨૨″,૭ |
| ૫૪ | ૫૭ | ૫૮ | ૫૩ | ૭૭″,૮ |
| ૫૫ | ૫૮ | ૫૯ | ૯૩ | ૮ |
| ૫૭ | ૬૦ | ૬૧ | ૫૫ | ૨૩″,૯ |
| ૫૯ | ૬૨ | ૬૩ | ૫૬ | ૧૧૦″,૪૩૮″,૧૦ |
| ૬૦ | ૬૩ | ૬૪ | ૬૪ | ૧૨ |
| ૬૧ | ૬૫ | ૬૬ | ૭૭ | ૨૩″,૧૪ |
| ૬૨ | ૬૬ | ૬૭ | ૩૬૨ | ૨૪″,૨૩ |
| ૬૩ | ૬૭ | ૬૮ | ૭૨ | ૨૫ |
| ૬૫ | ૬૯ | ૭૦ | ૧૦૧ | ૨૪ |
| ૬૬ | ૭૦ | ૭૧ | ૧૦૩ | ૨૫ |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ૩ | આવૃત્તિ૪ | આવૃત્તિ ૫ |
|---|---|---|---|---|
| ૭૦ | ૭૪ | ૭૫ | ૧૧૧ | ૨૫ |
| ૭૧ | ૭૫ | ૭૬ | ૧૧૨ | ૧૦૨ |
| ૭૨ | ૭૬ | ૭૭ | ૧૧૪ | ૨૬ |
| ૭૩ | ૭૭ | ૭૮ | ૧૧૮ | ૨૬ |
| ૭૪ | ૭૮ | ૭૯ | ૧૧૯ | ૨૪″,૨૬ |
| ૭૫ | ૭૯ | ૮૦ | ૧૨૧ | ૬૯″,૨૬ |
| ૭૬ | ૮૦ | ૮૧ | ૧૨૦ | ૨૪″,૨૭ |
| ૭૮ | ૮૨ | ૮૩ | ૧૧૫ | ૪૯″,૧૧૨″,૨૮ |
| ૭૯ | ૮૩ | ૮૪ | ૧૨૩ | ૨૫″,૪૯″,૨૯ |
| ૮૩ | ૮૭ | ૮૮ | ૧૨૬ | ૩૦ |
| ૮૪ | ૮૮ | ૮૯ | ૧૨૮ | ૩૦ |
| ૮૫ | ૮૯ | ૯૦ | ૧૨૯ | ૩૦ |
| ૮૮ | ૯૨ | ૯૩ | ૧૩૬-૧ | ૩૦ |
| ૯૧ | ૯૫ | ૯૬અ | ૭૪ | ૩૧ |
| ૯૨ | ૯૬ | ૯૭ | ૧૪૪ | ૩૭ |
| ૯૪ | ૯૮ | ૯૯ | ૧૪૭ | ૧૧૬″,૩૯ |
| પૂ ૧૨૫ | પૂ ૧૫૩ | પૂ ૨૩૫ | ૧૪૩ | ૩૧ |
| પૂ ૧૮૬-૬ | ૧૦૧ | ૧૦૨ | ૪૨ | ૨૭″,૨૦ |
| પૂ ૧૮૬ ૭ | ૧૦૨ | ૧૦૩ | ૪૪ | ૨૮″,૧૧૭″,૧૧૮″,૨૦ |
| પૂ ૧૮૬-૮ | ૧૦૩ | ૧૦૪ | ૬૨ | ૨૮″,૧૧૮″,૨૨ |
| પૂ ૧૮૬ ૯ | ૧૦૪ | ૧૦૫ | ૧૦૭ | ૨૨ |
| પૂ ૧૮૬-૧૦ | ૧૦૫ | ૧૦૬ | ૧૧૩ | ૨૮″,૧૧૮″,૩૯ |
| પૂ ૧૮૬-૧૧ | ૧૦૬ | ૧૦૭ | ૧૫૩ | ૧૧૮″,૪૧ |
| પૂ ૧૮૬-૧૧ | ૧૦૭ | ૧૦૮ | ૨૨૨ | ૪૧ |
| પૂ ૧૮૬-૧૩ | પૂ ૧૭૫ | પૂ ૨૬૮ | ૭૧ | ૩૧ |
| પૂ ૧૮૬-૧૩ | પૂ ૧૭૬ | પૂ ૨૬૮ | ૮૯ | ૩૨ |
| પૂ ૧૮૬-૧૩ | પૂ ૧૭૬ | પૂ ૨૬૯ | ૯૪ | ૨૯″,૩૨ |
| પૂ ૧૮૬-૧૪ | પૂ ૧૭૬ | પૂ ૨૬૯ | ૯૫ | ૩૨ |
| પૂ ૧૮૬-૧૪ | પૂ ૧૭૬ | પૂ ૨૬૯ | ૯૬ | ૩૨ |
| પૂ ૧૮૬-૧૪ | પૂ ૧૭૭ | પૂ ૨૭૦ | ૧૦૦ | ૧૧૯″,૩૩ |
| પૂ ૧૮૬-૧૪ | પૂ ૧૭૭ | પૂ ૨૭૦ | ૯૮ | ૩૩ |
| પૂ ૧૮૬-૧૬ | પૂ ૧૭૮ | પૂ ૨૭૨ | ૧૦૬-૧ | ૩૪ |
| પૂ ૧૮૬-૧૬ | પૂ ૧૭૮ | પૂ ૨૭૨ | ૧૩૨-૧ | ૩૪ |

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ ખંડ ૪ પૃષ્ઠ |
|---|---|---|---|---|
| પ ૧૮૬-૯૬ | પૂ ૧૭૮ | પૂ ૨૭૨ | ૧૩૫૧ | ૩૪ |
| ૯૮ | ૧૦૯ | ૧૧૦ | ૧૫૬ | ૩૦″,૪૧ |
| ૯૯ | ૧૦૯ | ૧૧૧ | ? | ૧૧૭ |
| ૧૦૯ | ૧૧૧ | ૧૧૨ | ૧૫૮ | ૪૨ |
| ૧૦૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૫૯ | ૩૦″,૪૨ |
| ૧૦૩ | ૧૧૪ | ૧૧૫ | ૧૬૧ | ૩૧″,૧૨૪″,૪૨ |
| ૧૦૪ | ૧૧૫ | ૧૧૬ | ૧૬૩ | ૪૨ |
| ૧૦૬ | ૧૧૬ | ૧૧૭અ | ૧૬૪૬ | ૫″,૪૨ |
| ૧૦૮ | ૧૧૮ | ૧૧૯ | ૧૬૯ | ૩૧″,૧૬૬ |
| ૧૦૯ | ૧૧૯ | ૧૨૦ | ૧૭૦ | ૪૪ |
| ૧૧૨ | ૧૨૨ | ૧૨૩ | ૧૭૪ | ૩૬″,૪૪ |
| ૧૧૩ | ૧૨૩ | ૧૨૪ | ૧૮૮ | ૮૫ |
| ૧૧૪ | ૧૨૪ | ૧૨૫ | ૧૭૮ | ૪૫ |
| ૧૧૯ | ૧૨૯ | ૧૩૦ | ૧૮૪ | ૭૮″,૧૨૫″,૪૬ |
| ૧૨૧ | ૧૩૧ | ૧૩૨ | ૧૮૬ | ૪૭ |
| ૧૨૩ | ૧૩૩ | ૧૩૪ | ૧૭૭ | ૪૭ |
| ૧૨૪ | ૧૩૪ | ૧૩૫ | ૧૮૯ | ૪૮ |
| ૧૨૫ | ૧૩૫ | ૧૩૬ | ૧૯૨ | ૧૨૮″,૪૮ |
| ૧૨૬ | ૧૩૬ | ૧૩૭ | ૧૯૬ | ૪૯ |
| ૧૨૯ | ૧૩૯ | ૧૪૦ | ૨૮૫ | ૪૮ |
| ૧૪૧ | ૧૫૧ | ૧૫૨ | ૧૯૯ | ૧૩૪″,૪૯ |
| ૧૪૨ | ૧૫૨ | ૧૫૩ | ૨૦૦ | ૪૩૮″,૫૦ |
| ૧૪૬ | ૧૫૬ | ૧૫૭ | ૨૦૫ | ૩૬″,૫૦ |
| ૧૪૭ | ૧૫૭ | ૧૫૮ | ૨૦૭ | ૫૦ |
| ૧૪૯ | ૧૫૯ | ૧૬૦ | ૨૦૯ | ૫૧ |
| ૧૫૦ | ૧૬૦ | ૧૬૧ | ૨૧૦ | ૫૨ |
| ૧૫૨ | ૧૬૨ | ૧૬૩ | ૨૧૩ | ૫૨ |
| ૧૫૪ | ૧૬૪ | ૧૬૫ | ૨૧૭ | ૧૬૬ |
| ૧૫૬ | ૧૬૬ | ૧૬૭ | ૨૨૦ | ૩૬″,૫૨ |
| ૧૬૩ | ૧૭૩ | ૧૭૪ | ૨૩૦ | ૫૩ |
| ૧૬૪ | ૧૭૪ | ૧૭૫ | ૨૩૧ | ૫૩ |

| આવૃત્તિ ૧ | આવૃત્તિ ૨ | આવૃત્તિ ૩ | આવૃત્તિ ૪ | આવૃત્તિ ૫ |
|---|---|---|---|---|
| ૧૬૭ | ૧૭૭ | ૧૭૮ | ૨૩૫ | ૫૩ |
| ૧૬૮ | ૧૭૮ | ૧૭૯ | ૨૩૬ | ૫૩ |
| ૧૭૦ | ૧૮૦ | ૧૮૧ | ૨૩૮ | ૫૪ |
| ૧૭૧ | ૧૮૧ | ૧૮૨ | ૨૩૯ | ૩૭",૧૪૨",૫૪ |
| ૧૭૨ | ૧૮૨ | ૧૮૩ | ૨૪૩ | ૫૫ |
| ૧૭૩ | ૧૮૩ | ૧૮૪ | ૨૪૪ | ૫૫ |
| ૧૭૫ | ૧૮૫ | ૧૮૬ | ૨૪૫ | ૫૫ |
| ૧૭૮ | ૧૮૮ | ૧૮૯ | ૨૪૦ | ૫૫ |
| ૧૭૯ | ૧૮૯ | ૧૯૦ | ૨૫ | ૫૫ |
| ૧૮૧ | ૧૯૧ | ૧૯૨ | ૩૦૪ | ૧૪૩",૫૬ |
| ૧૮૨ | ૧૯૨ | ૧૯૩ | ૩૩૦ | ૫૭ |
| ૧૮૩ | ૧૯૩ | ૧૯૪ | ૨૫૮ | ૩૭",૫૭ |
| ૧૮૬ | ૧૯૬ | ૧૯૭ | ૨૬૩ | ૩૮",૫૭ |
| ૧૮૮ | ૧૯૮ | ૧૯૯ | ૨૬૧ | ૫૮ |
| ૧૯૨ | ૨૦૨ | ૨૦૩ | ૨૬૯ | ૫૮ |
| ૧૯૫ | ૨૦૫ | ૨૦૬ | ૨૭૨ | ૫૮ |
| ૧૯૭ | ૨૦૭ | ૨૦૮ | ૨૭૦-૩ | ૫૯ |
| ૧૯૮ | ૨૦૮ | ૨૦૯ | ૨૭૬ | ૫૯ |
| ૧૯૯ | ૨૦૯ | ૨૧૦ | ૨૭૪ | ૫૯ |
| ૨૦૧ | ૨૧૧ | ૨૧૨ | ૨૮૪ | ૫૯ |
| ૨૦૨ | ૨૧૨ | ૨૧૩ | ૨૮૮ | ૫૯ |
| ૨૦૩ | ૨૧૩ | ૨૧૪ | ૨૮૯ | ૬૦ |
| ૨૦૫ | ૨૧૫ | ૨૧૬ | ૨૮૯-૧ | ૬૦ |
| ૨૦૯ | ૨૧૯ | ૨૨૦ | ૨૯૧ | ૬૦ |
| ૨૧૦ | ૨૨૦ | ૨૨૧ | ૨૯૪ | ૬૦ |
| ૨૧૧ | ૨૨૧ | ૨૨૨ | ૨૯૩ ૧ | ૬૦ |
| ૨૧૨ | ૨૨૨ | ૨૨૩ | ૨૬૭-૧ | ૬૦ |
| ૨૧૫ | ૨૨૫ | ૨૨૬ | ૨૯૫ | ૬૦ |
| ૨૧૮ | ૨૨૮ | ૨૨૯ | ૨૯૮-૧ | ૬૧ |
| ૨૧૯ | ૨૨૯ | ૨૩૦ | ૨૯૮-૨ | ૩૯",૬૧ |
| ૨૨૫ | ૨૩૫ | ૨૩૬ | ૩૦૮ | ૬૧ |
| ૨૩૫ | ૨૪૫ | ૨૪૬ | ૩૨૪ | ૧૫૨",૪૧ |
| ૨૩૬ | ૨૪૬ | ૨૪૭ | ૩૨૮ | ૪૩૯",૬૫ |

| આવૃત્તિ ૧ બાળબોધ આંક | આવૃત્તિ ૨ ગુજરાતી આંક | આવૃત્તિ ૩ ગુજરાતી આંક | આવૃત્તિ ૪ બાળબોધ આંક | પ્રસ્તુત આવૃત્તિ ૫ ખંડ ૪ પૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૨૩૭ | ૨૪૭ | ૨૪૮ | ૩૩૨ | ૬૫ |
| ૨૩૮ | ૨૪૮ | ૨૪૯ | ૧૫૧ | ૬૫ |
| ૨૪૧ | ૨૫૧ | ૨૫૨ | ૩૩૪ | ૪૧″,૬૬ |
| ૨૪૯ | ૨૫૯ | ૨૬૦ | ૩૨૫ | ૧૫૯″,૬૬ |
| ૨૫૪ | ૨૬૪ | ૨૬૫ | ૨૭૦ ૨ | ૪૨″,૬૮ |
| ૨૫૫ | ૨૬૫ | ૨૬૬ | ૩૭૯ | ૬૯ |
| ૨૫૮ | ૨૬૮ | ૨૬૯ | ૩૫૦ | ૭૦ |
| ૨૬૦ | ૨૭૦ | ૨૭૧ | ૩૫૩ | ૭૦ |
| ૨૬૫ | ૬૭૫ | ૨૭૬ | ૩૫૯ | ૭૦ |
| ૨૬૮ | ૨૭૮ | ૨૭૯ | ૩૬૧ | ૭૦ |
| ૨૭૦ | ૨૮૦ | ૨૮૧ | ૪૬૮ | ૪૩″,૭૦ |
| ૨૭૪ | ૨૮૪ | ૨૮૫ | ૩૬૦ ૨ | ૪૪″,૭૧ |
| ૨૭૬ | ૨૮૬ | ૨૮૭ | ૩૭૦ | ૧૭૩″,૭૧ |
| ૨૭૮ | ૨૮૮ | ૨૮૯ | ૩૭૩ | ૭૨ |
| ૨૮૧ | ૨૯૧ | ૨૯૨ | ૩૭૭ | ૭૨ |
| ૨૮૩ | ૨૯૩ | ૨૯૪ | ૩૮૦ | ૧૭૭″,૭૩ |
| ૨૮૭ | ૨૯૭ | ૨૯૮ | ૩૮૪ | ૭૪ |
| ૨૯૧ | ૩૦૧ | ૩૦૩ | ૩૪૦ ૧ | ૭૪ |
| ૨૯૩ | ૩૦૩ | ૩૦૫ | ૩૨૬ | ૪૩૯″,૭૫ |
| ૨૯૬ | ૩૦૬ | ૩૦૮ | ૩૪૧ | ૭૫ |
| ૨૯૭ | ૩૦૭ | ૩૦૯ | ૩૮૫ | ૪૫″,૧૬૮ |
| ૨૯૮ | ૩૦૮ | ૩૧૦ | ૩૮૬ | ૪૫″,૧૮૩″,૧૬૮ |
| ૩૦૧ | ૩૧૧ | ૩૧૩ | ૩૯૫ | ૭૬ |
| ૩૦૨ | ૩૧૨ | ૩૧૪ | ૩૯૬ | ૪૫″,૭૬ |
| ૩૦૩ | ૩૧૩ | ૩૧૫ | ૩૯૭ | ૭૭ |
| ૩૦૪ | ૩૧૪ | ૩૧૬ | ૩૯૮ | ૭૭ |
| ૩૦૫ | ૩૧૬ | ૩૧૮ | ૪૦૨ | ૭૭ |
| ૩૦૮ | ૩૧૯ | ૩૨૧ | ૪૧૧ | ૪૫″,૭૭ |
| ૩૧૭ | ૩૨૮ | ૩૩૦ | ૪૨૫ | ૭૭ |
| ૩૨૦ | ૩૩૧ | ૩૩૩ | ૪૩૦ | ૪૬″,૭૮ |
| ૩૨૧ | ૩૩૨ | ૩૩૪ | ૪૩૧ | ૭૮ |

